श्री उपेन्द्रभगवत्स्मारक ग्रंथावलि-ग्रंथांक : १६

# विद्युत्-लेखा





रचनार

श्रीमद् उपेन्द्राचार्यजी





मूल्य : रू. १-०-०.

प्रसिद्ध करनार
श्री उपेन्द्रभगवत्स्मारकप्रवृत्तिना प्रवर्तक श्रेयस्साधको
वडोदरा






મુદ્રણસ્થાન : વ સં ત મુ દ્ર ણા લ ય
મુદ્રક : ચીમનલાલ ઈશ્વરલાલ મ્હેતા
ઘીકાંટા રોડ : : : અમદાવાદ.

॥ ॐ श्रीँ ॥

# प्रास्ताविक उल्लेख

સર્વ પ્રાણિઓમાં મનુષ્યની મહત્તા વિશેષ છે એ તો સામાન્ય મનુષ્ય પણ સમજે છે. મનુષ્યજન્મની મહત્તા, વિશિષ્ટતાનાં શાસ્ત્રો ગુણગાન કરે છે તેનું કારણ પણ સાધારણ વિચારશીલ મનુષ્યોને અજ્ઞાત નથી. મનુષ્યજન્મ પરમપદને, મુક્તિને, વૈકુંઠને અથવા તો તત્ત્વસ્વરૂપને અપાવનાર અદ્વિતીય સાધનરૂપ છે એ એની વાસ્તવ મહત્તાનું કારણ છે.

મનુષ્યજન્મદ્વારા આ અદ્ભુત સિદ્ધિ પ્રાપ્ત થાય છે અને જન્મ-મરણરહિત પરમ સુખની સ્થિતિ પ્રાપ્ત થાય છે, એ સમજનાર મનુષ્યો જન્મસાર્થક્ય કરવાના માર્ગ શોધે છે. મુક્તિસુખની આશા તો સર્વના હૃદયમાં સ્વાભાવિક જ રહેલી હોય છે, પરંતુ સર્વને મુક્તિમાર્ગ–સરળ સુગમ માર્ગ–મળવો પણ અતિ દુર્લભ મનાય છે. અને એ કઠિન વસ્તુ સિદ્ધ કરવાની પ્રેરણા તો હજારોમાંથી કોઈકના જ હૃદયમાં ઉઠે છે. આથી જ ગીતામાં સ્વયં ભગવાન્ વદે છે:

**मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।**
**यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥**

હજારો મનુષ્યમાંથી એકાદ જ કોઈ સિદ્ધિમાટે પ્રયત્ન કરી તે માર્ગે વહે છે અને તેવા પ્રયત્નશીલ હજારોમાંથી પણ એકાદ દઢ આગ્રહી અખંડ પ્રયત્નરત સદ્ભાગી સિદ્ધિને વરે છે, અર્થાત્ ભગવાનના તત્ત્વ સ્વરૂપને અનુભવી પરમ સુખની સ્થિતિ, જીવન્મુક્તાવસ્થા પ્રાપ્ત કરે છે.

પરમ સુખદ મુક્તિની અવસ્થાની પ્રાપ્તિનો માર્ગ એ શ્રેયસ્નો માર્ગ છે. સંસારનાં સુખોનો માર્ગ પ્રેયસ્નો માર્ગ છે. સંસારમાં સુખ મળે છે પરંતુ એ સુખ સ્થાયી હોતું નથી, ક્ષણિક હોય છે. મુક્તિનું પરમસુખ અનંતકાળપર્યંત ટકનારૂં, અવિનાશી હોય છે. આવા મહાન્ ભેદને લીધે સર્વ કોઈ અવિનાશી સુખને પસંદ કરે એ સ્વાભાવિક છે, પરંતુ શ્રેયસ્નો માર્ગ પ્રથમ દૃષ્ટિએ મનુષ્યોને અંધકારથી ભરેલો જણાય છે. એ માર્ગે કેમ જવું, કયી દિશામાં જવું, એ બધી બ મુંઝવણો એના મનમાં ઉભી થાય છે અને જેમ અરણ્યના માર્ગમાં મનુષ્યોને એકાંત, અંધકાર અને ભયચિંતા ભાસે છે, તે જ પ્રમાણે આવા અજ્ઞ અપ્રબુદ્ધ મતિના મનુષ્યોને શ્રેયસ્ના માર્ગમાં અંધકારજન્ય અનુભવો જાગે છે. આવી સ્થિતિમાં કોઈ પ્રખર પ્રકાશ જ્યારે એકદમ આવી પડે છે ત્યારે એ ભયચિંતાથી ભરેલા માર્ગમાં પણ સુંદરતા દૃષ્ટિએ પડે છે, પોતાના માર્ગની દિશાઓ સ્પષ્ટ થાય છે, અને હૃદયમાં નિર્ભયતા જન્મે છે. મેઘાચ્છાદિત વાતાવરણ આવા પથિકને અત્યંત ભયજનક ભાસે છે. એ સ્થિતિમાં પ્રવાસ—ગંતવ્ય માર્ગપ્રતિ પ્રયાણ કરતાં ભયનો સંચાર હૃદયમાં થયા વિના રહેતો નથી; પરંતુ તેવા સમયે જ્યારે વિદ્યુત્ના સુંદર ચમકારા થાય છે, ત્યારે અવશ્ય પથિકહૃદય કંઇક નિર્ભય અને નિર્ભ્રાંત થાય છે. મેઘની શ્યામલ ઘટાને એ ચમકારા અદ્ભુત સૌંદર્ય અર્પે છે અને વૃત્તિ એક પ્રકારના આહ્લાદને અનુભવે છે.

આવું જ વર્ણન મહાન્ જયદેવ કવિ પોતાના ગીતગોવિંદ કાવ્યના અતિ સુંદર મંગલાચરણરૂપે જે પ્રથમ બે પંક્તિઓ આલેખે છે તેમ આપણને દૃષ્ટિગોચર થાય છે. मेघैर्मेदुरम्बरम् वनभुवः श्यामा-

સ્તમાલદ્રુમૈઃ એનાથી આરંભ કરતાં કવિ કહે છેઃ મેઘઘટાથી આકાશ સ્નિગ્ધ અને અંધકારભર્યું છે, તમાલવૃક્ષોની ઘટાથી વનભૂમિનો માર્ગ અંધારેઘોર છે, વળી રાત્રિનો સમય છે તેથી રસ્તે થઈ જતાં શ્રીકૃષ્ણને ભય લાગશે માટે રાધા! તું તેને ઘેર મૂકી આવ! આ પ્રકારે નંદરાજ તેને સૂચન કરે છે! આગળ તો વસ્તુનિર્દેશક મંગલ છે, પરંતુ આવા માર્ગમાં ભય થવો સ્વાભાવિક હોય છે એ ઉપરના વર્ણનમાં પણ આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ.

આ વિદ્યુત્-લેખા સંસારના ઘોર અરણ્યમાંથી મહાસિદ્ધિના સ્થાનપ્રતિ ગતિ કરતા પથિકને અવર્ણ્ય આનંદ આપી નિર્ભયતા અર્પશે એ મંતવ્ય જરાપણ અતિશયોક્તિભર્યું નથી. વિદ્યુત્-લેખા શ્રી શ્રેયસ્સાધક વર્ગના આચાર્યશ્રી **શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનના** સુંદર પ્રતિભામય ચમકારા છે. અધ્યાત્મ વિદ્યાનાં રહસ્યોઉપર પણ એ પ્રતિભા અતિ મનોહર પ્રકાશ વિસ્તરે છે અને એ રહસ્યો એવાં સુંદર રીતે સ્પષ્ટ થાય છે કે તેને જીવનમાં ઉતારી પોતાના ગંતવ્યસ્થાને જવામાં અત્યંત સુગમતાનો અનુભવ વાચકહૃદયને થયાવિના રહે તેમ નથી. કૃષ્ણને રાધાના સંગમાં નિર્ભયપણે અને આનંદથી વિહાર કરતા પૂર્વોક્ત કાવ્યમાં આપણે જોઈ એમના દિવ્ય વિહારની કલ્પનાથી અપૂર્વ આનંદ અનુભવીએ છીએ, તે જ પ્રમાણે આ વિદ્યુત્-લેખા—રાધાના સંગમાં વિચરતો ભીરુ આત્મા-શ્રીકૃષ્ણની સ્થિતિમાં મૂકાયેલો જીવાત્મા-આનંદપૂર્વક ગતિ કરતો જોઈ આપણે સ્વાભાવિક તેના અપૂર્વ સુખાનુભવની કલ્પના કરી શકીએ છીએ. રાધાની દિવ્ય દેહકાંતિ પણ વિદ્યુત્-લેખા જેવી સુંદર, સુપ્રભ અને ચિત્તને અનેરો આનંદ આપનારી પૌરાણિક વર્ણનમાં આપણે વાંચીએ છીએ. વસ્તુતઃ જીવાત્મા પણ શ્રી કૃષ્ણના દિવ્ય સ્વરૂપસમાન જ છે એ તો શ્રુતિનો આઘોષ છે. તે જ માયા-અવિદ્યાના કારણથી ભીરુ-ભયગ્રસ્ત જીવાત્મા બનેલો છે. વિદ્યુત્-લેખા તેના વાસ્તવ આનંદપૂર્ણ નિર્ભય સ્વરૂપને દર્શાવી ગંતવ્યસ્થાને પહોં-

ચાડે છે; પરમપદની પ્રાપ્તિ કરાવે છે. आनंदं ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चनः એ શ્રુતિવાક્યની ચરિતાર્થતા અનુભવગમ્ય કરે છે.

શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનના હૃદયમાં રહેલો જ્ઞાનવિભવ આવિષ્કાર પામતાં અત્યંત કલામય સ્વરૂપ ધારણ કરે છે. રસરૂપ પરમાત્મતત્ત્વમાં લીન મહાપુરુષોનાં જીવન રસ અને કલાની મૂર્તિસમાં જ હોય છે. સાક્ષાત્ શિવની નટરાજની મૂર્તિ કલાની પરાકાષ્ઠા છે. પ્રિય સહૃદય વાચક ! વિદ્યુત્–લેખાના કલામય સુંદર લેખોના પ્રતિવાક્યમાં પણ કલા, રસ અને જ્ઞાનની અપૂર્વ સામગ્રીનું સુંદર સુમિલન તમને આશ્ચર્યમુગ્ધ કર્યા વિના રહેશે નહિ. તેમાં અધ્યાત્મ જીવનનાં અથવા આધ્યાત્મિક ક્રિયાનાં ઘણાં લાંબાં નીરસ વર્ણન નથી, પરંતુ ટુંકામાં હૃદયસ્પર્શી મર્મવાક્યો એવાં કલામય આલેખ્યાં છે કે તમારા હૃદયમાં વિચારની ઉચ્ચ કલા ખિલ્યાવિના રહેશે જ નહિ, અને તમારા પ્રતિદિનના જીવનને કલામય, રસમય, પ્રભુમય થતું તમે અનુભવી કૃતકૃત્યતાની શાંત લાગણી અનુભવ્યાવિના નહિ રહો. તમારૂં વ્યાવહારિક અને પારમાર્થિક જીવન જ એવું ઉચ્ચ કોટિનું એ બનાવશે કે તમારા જીવનમાં દૃષ્ટિ કરતાં તમને પોતાને જ આશ્ચર્ય થયા વિના રહેશે નહિ.

સંસાર અને પરમાર્થ બે માર્ગો મનુષ્યજીવનમાટે નિર્માણ થયેલા છે. અવિદ્યાથી ઉત્પન્ન થયેલું જગત્–સંસાર, તેમાં રહી પરમાર્થ સાધી જીવનની પૂર્ણતા અનુભવી કર્તવ્યની સીમાના અંતપર્યંત પહોંચવું એ વિના બીજો માર્ગ નથી. તેમાં સંસારતરફ વૃત્તિનો વેગ સ્વાભાવિક જ વહે છે. સ્વયંભૂ બ્રહ્માએ મનુષ્યની વૃત્તિઓ સંસારતરફ વહેતી સર્જેલી છે. તેના એ વેગને તોડી પરમાર્થતરફ વાળવી એ પરમાત્મપદને પ્રાપ્ત મહાપુરુષોની વાણી જ કરી શકે છે. સંસારના ખારા સમુદ્રને મીઠા અમૃત જલસમાન બનાવવાની અદ્ભુત શક્તિ તેમનાં વચનમાં જ રહેલી છે એનો અનુભવ આ લઘુ કલામય ગ્રંથના વાચનથી કરવાનું સુભાગ્ય અવશ્ય તમને પ્રાપ્ત થશે.

વિવિધ સુંદર લેખો અને અંતિમ ભાગમાં આપેલાં જીવનસૂત્રો વારંવાર વાંચતાં મનનની કલા સ્વાભાવિક જ તમે કેળવી શકશો અને નિદિધ્યાસનના પરિપાક ફલરૂપે આત્મસાક્ષાત્કાર અથવા જીવન્ મુક્તિના મહાસુખને પામશો. જે પરમાત્મા પોતાના અદ્ભુત જ્ઞાનવિભવને જનતાના લાભઅર્થે વેદોરૂપે, સ્મૃતિરૂપે, પુરાણરૂપે અને આવા શ્રુતિ સ્મૃતિ પુરાણના નવનીતરૂપ સદ્ગ્રંથોરૂપે પ્રકટ કરવાનો અનુગ્રહ દર્શાવે છે, તે પરમાત્માના અનુગ્રહબળથી સર્વ સુસંસ્કારી વાચકહૃદયો તે પરમાત્માના શુદ્ધ સંકલ્પને પોતાના જીવનમાં ચરિતાર્થ થયેલો અનુભવો એ જ આ ગ્રંથ તેમના કરકમલમાં મૂકતાં શુભેચ્છા. ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

| સં. ૧૯૯૭ કાર્તિક કૃષ્ણપ્રતિપદા<br>શનિવાર તાઃ ૧૬ઃ ૧૧ઃ ૪૦<br>વડોદરા | **श्री सद्गुरु परमात्माना<br>स्वरूपकेन्द्रमां आकर्षाता<br>श्रेयस्साधको** |
|---|---|



# અ નુ ક્ર મ ણિ કા

| વિષય | પૃષ્ઠ અંક |
|---|---|

| વિષય | પૃષ્ઠ અંક |
|---|---|

| વિષય | પૃષ્ઠ અંક |
| --- | --- |
| પુરુષાર્થ | ૧૨૫ |
| કેવું સારું | ૧૨૭ |
| વિજયી તે છે | ૧૨૯ |
| શુદ્ધ ઉપયોગ | ૧૩૦ |
| શબ્દપર | ૧૩૩ |
| પરમ પ્રશાન્તિ | ૧૩૪ |
| જીવન-સૂત્રો | ૧૩૬ |



॥ ॐ श्रीँ ॥

श्री सद्गुरवे परमात्मने नमः

# विद्युत् - लेखा

## आत्मानुं पूजन

પરમ ઉચ્ચ તત્ત્વના અત્યંત નિગૂઢ અને રમ્ય પ્રદેશમાં નિરન્તર નિવસવું,

ગગનમાંથી નિકળતાં સ્ફુરણોનું પાન કરતાં તેના ચિન્તનમાં તન્મય રહેવું,

પરમાત્મા નિરન્તર આપણી નિકટ છે, એ સિદ્ધભાન-પૂર્વક સર્વ વ્યવહાર કરવા,

પ્રતિફલની ઇચ્છા રાખ્યા વિના પરમ પુરુષાર્થનું ફલ અન્યને ચખાડવું,

સમગ્ર શુભનિકેતન પરમાત્માવિષે અભિમાનના લયપૂર્વક અર્પણબુદ્ધિ સ્થાપવી,

પ્રેમસ્વરૂપ આત્માની પેઠે પ્રાણિપદાર્થમાત્રપ્રતિ નિ:સ્વાર્થ પ્રેમમય રહેવું,

સર્વદા ઈશ્વરના આશ્રયભૂત રહેવું અને સર્વદા શુભની જ પ્રતીક્ષા કરવી,

પ્રભુના નિર્ભય સ્વરૂપને આપણું સ્વરૂપ સમજી અભયમાં મ્હાલવું,

પરમાત્મામાં એટલો પ્રેમ પ્રકટાવવો કે તે આપણને આપણાથી અભિન્ન લાગે,

આપણો સર્વાંશ એ પરમાત્માનો સર્વાંશ છે, એમ અનુભવવું,

આત્માની પવિત્રતા અને પુણ્યના સમાન આપણે પવિત્ર અને પુણ્યમય થવું,

પ્રભુના સર્વવ્યાપી સ્વરૂપમાં આપણું સર્વવ્યાપકત્વ અનુભવવું,

સૂક્ષ્માત્સૂક્ષ્મ પ્રભુની સાથે આપણે સૂક્ષ્માત્સૂક્ષ્મ થઇ રહેવું,

સર્વથી પર સ્વરૂપનું આપણાથી અપરરૂપે જાગ્રદ્-ભાન રાખવું,

આત્માને સન્નિહિત સમજી પરમ પ્રસન્ન અને પરિતૃપ્ત રહેવું,

આવું આવું ધારાબદ્ધ ચિન્તન

એ જ

**આત્માનું પરમ પૂજન.**

# પરમ પૂજ્ય
## ગુરુદેવનો જયન્તી–સન્દેશ

નવીન વર્ષ એટલે વર્ષભરના પ્રતિદિનનો સરવાળો. પ્રતિદિનમાં નવીન થાય તો નવીન વર્ષમાં પ્રવેશ; નહિ તો પુનઃ પુનઃ જુના અને જુના જીવનમાં જ ભ્રમણ. જીવનના નવીન વર્ષનું દ્વાર તેને માટે અદૃશ્ય છે. પ્રતિદિનનું જીવન એ નવીન વર્ષનું મુખદ્વાર છે. પ્રતિદિનનો વિકાસ એ નવીન વર્ષની સિદ્ધિ. એવા વર્ષના પ્રભાતે દેવો સત્કાર દે.

એવા પ્રતિદિનની સિદ્ધિ આ રીતે થાય :

પ્રતિદિન ધનવાન્ ન બની શકીએ; પ્રતિદિન પ્રશાંત બનીએ.
પ્રતિદિન વિદ્વાન્ ન બની શકીએ; પ્રતિદિન વિવેકી બનીએ.
પ્રતિદિન સફ્ળતા ન પામીએ; પ્રતિદિન પ્રયત્ન સાધીએ.
પ્રતિદિન ઘર ન ત્યાગી શકીએ; પ્રતિદિન ક્રોધ ત્યાગીએ.
પ્રતિદિન ધન ન છોડી શકીએ; પ્રતિદિન નિન્દા છોડીએ.
પ્રતિદિન પ્રસિદ્ધિ ન પામી શકીએ; પ્રતિદિન પ્રોત્સાહ પામીએ.

પ્રતિદિન પ્રભુદર્શન ન કરી શકીએ; પ્રતિદિન પ્રાર્થના કરીએ.
પ્રતિદિન પૂર્ણતા ન અનુભવી શકીએ; પ્રતિદિન પ્રગતિ અનુભવીએ.

પરન્તુ પ્રતિદિનનું જીવન પ્રતિક્ષણ છે, તો પ્રતિદિનની સિદ્ધિમાટે ક્ષણસિદ્ધિ કરવી જોઈએ.

ક્ષણમાત્રમાં દેવમન્દિર ન જઇ શકીએ, અન્તર્મુખ થઈ શકીએ.
ક્ષણમાત્રમાં ગ્રન્થ ન વાંચી શકીએ; મંત્ર બોલી શકીએ.
ક્ષણમાત્રમાં સંકલ્પસિદ્ધિ ન કરી શકીએ; નિઃસંકલ્પ થઇ શકીએ.
ક્ષણમાત્રમાં ઉપદેશ ન આપી શકીએ; શુભ ઇચ્છી શકીએ.
ક્ષણમાત્રમાં પ્રાણાયામ ન કરી શકીએ ; કુંભક કરી શકીએ.
ક્ષણમાત્રમાં પામી ન શકીએ; આપી શકીએ.

આમ ક્ષણસિદ્ધિથી દિનસિદ્ધિ, દિનસિદ્ધિથી વર્ષસિદ્ધિ, અને વર્ષસિદ્ધિથી જીવનસિદ્ધિ કરીએ.



# नूतन वर्षनो अभिनव सन्देश

## पु ण्या त्मा ओ प्र ति

### ઝીલો ઝીલો

હૃદયસન્દેશ હૃદયપાત્રે.

કમલ ક્યારે સુન્દર દેખાય છે? જ્યારે તે ખીલે છે.
પ્રભાત શાથી પ્રાણભર્યું લાગે છે? કારણ તે ખીલે છે.
બાલક શાથી સર્વપ્રિય જણાય છે? કારણ તે ખીલે છે.
બગીચો ક્યારે મનોરમ જણાય છે? જ્યારે તે ખીલે છે.
અંધારી રાત્રિ ક્યારે હૃદયંગમ થાય છે? જ્યારે ચન્દ્ર ખીલે છે.

ઢોકળાં ક્યારે સારાં બને છે? જ્યારે આથો ખીલે છે.
સંગીત ક્યારે જામે છે? જ્યારે ગાનાર ખીલે છે.
યોદ્ધો ક્યારે યશપાત્ર થાય છે? જ્યારે રણમાં ખીલે છે.
વક્તા ક્યારે વધારે ઉત્તમ વ્યાખ્યાન કરે છે? જ્યારે તે ખીલે છે.

નટનો 'પાર્ટ' ક્યારે સરસ કહેવાય છે? જ્યારે તે ખીલે છે.

ભક્ત વરદાન ક્યારે પામી જાય છે? જ્યારે ભગવાન્ ખીલે છે.

કાવ્ય ક્યારે આકર્ષક બને છે? જ્યારે તેમાં કલ્પના ખીલે છે.

વિદ્યાર્થી વિશેષ વિદ્યારહસ્ય ક્યારે સમજી શકે છે? જ્યારે બુદ્ધિ ખીલે છે.

જીવન ધન્ય ક્યારે ગણાય છે? જ્યારે તેમાં સદ્‌ગુણ ખીલે છે.

ધ્યાની ધ્યાનસિદ્ધ ક્યારે થાય છે? જ્યારે તેનું હૃદય ખીલે છે.

માનવી મહાત્મા ક્યારે બને છે? જ્યારે તેનો આત્મા ખીલે છે.

તો ખીલો : સર્વ રીતે રસભર્યા ખીલો

ઓ પ્રાણાત્માઓ!

આ નવીન વર્ષમાં.

શાથી ખીલાય? તન્મય થવાથી.

ખીલવું એટલે? આપણામાંનું સર્વોત્તમ બહાર લાવવું.



# ચા લ જો

## નૂ ત ન વ ર્ષ માં !

એણે તો ચાલવા માંડ્યું—આગળ આગળ ચાલવા માંડ્યું. માટે જ તે પૂજાય છે.

એણે તો ચાલવા માંડ્યું—વેગથી છતાં પદ્ધતિસર; સાથે ચાલનારને ઉંચે ચઢાવતું. માટે જ તે પૂજાય છે.

સીનેમાનાં પુતળાંનાં ચાલવાં, સ્વપ્નમાં ચાલવાં, એ તો દેખવામાત્ર : ખરું કોણ ચાલે છે ?

શુદ્ધ કર્તવ્યશીલ જ ચાલે છે.

હૃદયના સદ્વિચારી જ ચાલે છે.

વિઘ્નથી ન દબનાર જ ચાલે છે.

અખંડ ઉલ્લાસ સેવનાર જ ચાલે છે.

ક્રિયા અને વિચારથી શમનાર જાગ્રત્ જ ચાલે છે.

વાણીનો નિગ્રહી જ ચાલે છે.

દષ્ટિનો પવિત્ર જ ચાલે છે.

મનનો સંયમી જ ચાલે છે.
પ્રયત્નશીલ છતાં પ્રશાન્ત જ ચાલે છે.
આત્માનો રસિક જ ચાલે છે.
ઈશ્વરનો અવલંબી જ ચાલે છે.
જે બને તેમાં રાજી રહેનાર જ ચાલે છે.
કશાની સ્પૃહા કે ભય ન ધરનાર જ ચાલે છે.
સેવાને સાધનાર જ ચાલે છે.
સર્વ કરવા છતાં સર્વથી પૃથક્ રહેનાર જ ચાલે છે.

# शो धो

| | | |
|---|---|---|
| શુષ્કતામાંથી | રસ | શોધો. |
| તિમિરમાંથી | તેજ | શોધો. |
| જડમાંથી | ચેતન | શોધો. |
| વિશ્વમાંથી | વિશ્વાસ | શોધો. |
| ક્ષોભમાંથી | શાન્તિ | શોધો. |
| શત્રુતામાંથી | બંધુતા | શોધો. |
| નિર્વેદમાંથી | ઉત્સાહ | શોધો. |
| ચાંચલ્યમાંથી | સ્થૈર્ય | શોધો. |
| પ્રારબ્ધમાંથી | પ્રયત્ન | શોધો. |
| જીવનમાંથી | અનુભવ | શોધો. |
| ભોગમાંથી | વિરાગ | શોધો. |
| મલિનતામાંથી | પવિત્રતા | શોધો. |
| અન્ધકારમાંથી | અરુણોદય | શોધો. |
| પ્રતિકૂલમાંથી | અનુકૂલ | શોધો. |

પ્રતિબંધમાંથી મુક્તત્વ શોધો.
ખંડમાંથી અખંડ શોધો.
મર્યાદિતમાંથી અમર્યાદ શોધો.
મૃત્યુમાંથી ચિરંજીવિત્વ શોધો.
દુર્જનતામાંથી સજ્જનતા શોધો.
લઘુત્વમાંથી ગુરુત્વ શોધો.
પાપમાંથી પુણ્ય શોધો.
પરવશતામાંથી સ્વાતંત્ર્ય શોધો.
સર્વમાંથી પરમાત્મા શોધો.



# जीवन ए शुं छे?

જીવન એ ધન નથી પણ ધનનું સુખ છે,
અન્ન નથી પણ અન્નની પુષ્ટિ છે,
સૂર્ય નથી પણ સૂર્યનો પોષક ગુણ છે,
વૃક્ષ નથી પણ વૃક્ષની શીતલતા છે,
સાકર નથી પણ સાકરની મધુરતા છે,
જ્ઞાન નથી પણ જ્ઞાનનો પ્રભાવ છે,
બોધ નથી પણ બોધનો અનુભવ છે,
મૂર્તિ નથી પણ તેમાં રહેલો ભાવ છે,
જ્યોતિ નથી પણ પ્રકાશ છે,
પૃથ્વી નથી પણ તેમાં રહેલો રસકસ છે,
પુષ્પ નથી પણ તેનો સુવાસ છે,
ફળ નથી પણ ફળનો સુસ્વાદ છે,
જળ નથી પણ જળની દ્રવતા છે,
વાયુ નથી પણ તેની શાંતિ છે,
દૃશ્ય નથી પણ દૃશ્યની રમણીયતા છે,
રસ નથી પણ રસનો સ્વાદ છે,
ચંદ્ર નથી પણ ચંદ્રની મોહકતા છે,
આકાશ નથી પણ આકાશની અગાધતા છે,
પાતાલ નથી પણ પાતાલની ગહનતા છે,

સમુદ્ર નથી પણ તેની વિશુદ્ધિકારક શક્તિ છે,
મોતી નથી પણ તેનું તેજ અથવા 'પાણી' છે,
ઇન્દ્રિયાદિ કરણો નથી, પરંતુ
તેના ગર્ભિતભાગમાં રહેલું સામર્થ્ય છે,
દિશા નથી પણ દિશાની અનન્તતા છે,
મુખાકૃતિ નથી પણ તેની
છાપ અથવા અસર છે,
હૃદય નથી પણ હૃદયની દિવ્યતા છે,
પ્રાણ નથી પણ પ્રાણની સ્ફુર્તિ છે,
ધ્વનિ નથી પણ ધ્વનિથી ઉપજતી ખુમારી છે,
વાણી નથી પણ તેની સત્યતા છે,
નેત્ર નથી પણ નેત્રનો અમૃતભાવ છે,
હાથ નથી પણ તેની શુભ પ્રવૃત્તિ છે,
પગ નથી પણ તેની સન્માર્ગગામિની ગતિ છે,
મન નથી પણ તેનો સત્સંકલ્પ છે,
અભિમાની નથી પણ
અભિમાનીનો સર્વાત્મભાવ છે,
ચિત્ત નથી પણ સચ્ચિંતન છે,
આત્મા નથી પણ તેનો
સત્ ચિત્ અને આનંદ છે,
અધિક શું ?

જીવન એ મનુષ્યજન્મ નથી પણ મનુષ્યજન્મની સાર્થકતા છે. આવા જીવનને નકામું ગાળવાનું તે કોણે શીખવ્યું હશે !!

# कोण सावधान छे?

પોતાના પદાર્થો, ધન, વાપરવામાં સંભાળનાર જ સાવધાન છે એમ નથી, પરન્તુ જે વાણીનો ઉપયોગ કરવામાં સાવધાન છે તે સાચો સાવધાન પુરુષ છે.

પોતાની વસ્તુઓ ઠેકાણે રાખનાર સાવધાન છે એમ નથી, પણ ક્યારે શું કરવું એનું જેને જ્ઞાન છે તે જ સાવધાન છે.

ઝીણામાં ઝીણી વસ્તુ જોનારની આંખ સાવધાન છે એમ નથી, પણ કોણ દુઃખી છે, અને તેને શું દુઃખ છે, તથા કોણ ગુણી છે અને તેમાં શો ગુણ છે તે જોનાર જ સાવધાન છે.

શસ્ત્રને વાપરી જાણનાર જ સાવધાન છે એમ નથી, પણ પોતાની ઇન્દ્રિયોનો નિગ્રહ કરનાર ખરો સાવધાન છે.

મનને કાંઈ પણ કામમાં લગાડનાર જ સાવધાન છે

એમ નથી, પણ કામના ચિન્તનમાત્રથી મુક્ત કરી મનને કેવલ નિ:સંકલ્પ કરનાર જ સાવધાન છે.

જગત્‌ના પ્રસંગોમાં જ વ્યાપી રહેનાર સાવધાન નથી, પણ પરમાત્માના તત્ત્વમાં વ્યાપનાર સાચો સાવધાન છે.



# प्राणवान्

કોઇ પણ સત્ ક્રિયાની નિષ્ફલતાથી ન ડગતાં તેને પુનઃ પુનઃ સાધીએ છીએ,

કોઈ પણ અસત્ ક્રિયાને સેવતાં જેટલી જેટલી વખત અટકીએ છીએ,

મનના દૂષિત સંકલ્પોને જ્યારે જ્યારે અટકાવીએ છીએ,
પ્રમાદના કાદવને છલંગ મારી ઓળંગી જઇએ છીએ,
વિકલતાની અણીના સમયે પ્રશાંત બનીએ છીએ,
શિક્ષાના સ્થાને ક્ષમા અને પ્રેમ સેવીએ છીએ,
નિંદાના બોલાતા શબ્દો પલટી મુખથી પરનાં સ્તુતિ-વચન બોલીએ છીએ,

ભોગવવાને માટે આપણા હાથને પાસે લાવવાને બદલે બીજાને ઉત્તમ આપવા હાથ લંબાવીએ છીએ,

દુર્બલતા, નિરાશા, ઉદ્વેગ, ભય, શંકા આદિ દુષ્ટ વિકારોને જેટલો જેટલો વખત ઉઠતા જ વિલાવીએ છીએ,

ઉત્સાહથી, આનંદથી, શુભાશાથી, શ્રદ્ધાથી મનને જેટલો જેટલો વખત ઉંચે ચઢાવી શકીએ છીએ,

ગમે તેવા કષ્ટમાં ઈશ્વરના આધારથી દૃઢ, અવિકલ રહીએ છીએ,

પ્રતિકૂલમાં જેટલો કાલ નિર્ભયતા અનુભવીએ છીએ,

વિપરીતમાં પણ આત્માના ચિંતનને ચિંતવી પ્રસન્ન રહીએ છીએ,

જેટલી જેટલી ક્ષણ સંકલ્પમાં સંયમી બનીએ છીએ,
શત્રુને પણ અંતરથી આત્મરૂપે ચિંતવીએ–માનીએ છીએ,
જેટલી ક્ષણ જગચ્ચિંતન છોડી આત્મચિંતન કરીએ છીએ,
જેટલો કાલ બાહ્યને ત્યજી અંતર્મુખ થઈએ છીએ,
સઘળું ભૂલી પરમાત્મામાં મતિને રમાડીએ છીએ,

તેટલી તેટલી વખત

આપણે વિશેષ વિશેષ પ્રાણવાન્ બનીએ છીએ.



# ભવ્ય જીવન

જ્યાં ઘણા જ વિક્ષેપો છતાં જ્યાં ઘણી જ શાન્તિ છે,

જ્યાં ઘણી જ શ્રદ્ધા છતાં જ્યાં ઘણી જ નિર્મલતા છે,

જ્યાં ઘણા જ ક્લેશો છતાં જ્યાં ઘણું જ સમાધાન છે,

જ્યાં ઘણી જ પ્રતિકૂલતા છતાં જ્યાં ઘણી જ નિર્ભયતા છે,

જ્યાં ઘણી જ ફલપ્રતીતિ છતાં જ્યાં ઘણી જ અસ્પૃહા છે,

જ્યાં ઘણી જ સ્વાર્થહાનિ છતાં જ્યાં ઘણી જ પરહિતવૃત્તિ છે,

જ્યાં ઘણું ઘણું જ્ઞાન છતાં જ્યાં ઘણું ઘણું મૌન છે,

જ્યાં ઘણી જ કાર્યપરાયણતા છતાં જ્યાં ઘણી જ નિષ્કામતા છે,

જ્યાં ઘણું જ સામર્થ્ય છતાં જ્યાં ઘણી જ નિરભિમાનતા છે,

જ્યાં ઘણું જ કરવાપણું છતાં જ્યાં ઘણું જ ધૈર્ય છે,

જ્યાં ઘણી જ નિષ્ફલતા–સફલતા છતાં જ્યાં ઘણું જ ગાંભીર્ય છે,

જ્યાં ઘણી જ સામર્થ્યભરી પ્રતિષ્ઠા છતાં જ્યાં ઘણી જ સરલતા છે,

જ્યાં ઘણું જ ઐશ્વર્ય છતાં જ્યાં ઘણો જ વિરાગ છે,

જ્યાં ઘણું જ પ્રભુત્વ છતાં જ્યાં ઘણું જ સમત્વ છે,

જ્યાં ઘણો જ ઉપાધિ છતાં જ્યાં ઘણો જ આનંદ છે,

જ્યાં ઘણાં જ ફ્લનો અભાવ છતાં જ્યાં ઘણી જ ઈશ્વરાભિમુખતા છે:

આ જ ભવ્ય જીવન છે.



# સંયમ

જીભને ઘણું ખવડાવ્યા છતાં સમય આવ્યે કશું ન ઇચ્છે તે સંયમ.

પ્રીતિના ઘણા વ્યાપારો થવા છતાં તેનો સમ્બન્ધ છુટતાં અથવા તેનાથી દૂર થતાં તેનું વિસ્મરણ તે સંયમ.

ઘણું ભોગવવા છતાં ભોગવવામાટે મન વલખા મારતું નથી તે સંયમ.

હૃદયને મોહનો અથવા દુઃખનો સ્પર્શ થવા છતાં તેની વિકળતા નથી તે સંયમ.

આત્મદોષોને દૂર કરવા મથતું છતાં જે મન ઉદ્વિગ્ન થતું નથી તે સંયમ.

ઘણું જાણવા છતાં જે ઘણું જણાવતું નથી તે સંયમ.

ઘણું સાંભળવા છતાં જે ઘણું બોલતું નથી તે સંયમ.

ઘણું પ્રતિકૂલ જાણવા છતાં તે માટેનો બુદ્ધિનો સન્નિશ્ચય પલટાતો નથી તે સંયમ.

અંતરૂમાં ક્રોધ, મોહ, ક્લેશાદિ ઉઠવા છતાં તેવા વિકારોનું એકે કૃત્ય ન થવું તે સંયમ.

ઉપાધિમાં રગદોળાવા છતાં જ્યાં અશાન્તિ નથી તે સંયમ.

કઠિન કાર્ય કરી તે કથન કરવા મન લલચાતું નથી તે સંયમ.

ઉપકારકૃતિ કરવા છતાં ઉપકારકથન નથી તે સંયમ.

નિષ્ફલતા મળવા છતાં ન હારવાપણું તે સંયમ.



# उत्तमोत्तम

ભક્તિ તે છે, જે સેવાસમેત હોય.
સેવા તે છે જે નિષ્કામતાસમેત હોય.
જ્ઞાન તે છે જે અનુભવસમેત હોય.
પ્રેમ તે છે જે આત્મસુખત્યાગસમેત હોય.
શ્રદ્ધા તે છે જે સર્વસમર્પણસમેત હોય.
ઔદાર્ય તે છે જે પ્રતિકૂલની નિઃસ્પૃહતાસમેત હોય.
સામર્થ્ય તે છે જે સંયમસમેત હોય.
બુદ્ધિ તે છે જે શુભદર્શનસમેત હોય.
શાંતિ તે છે જે સત્ક્રિયાસમેત હોય.
સત્ક્રિયા તે છે જે શ્રદ્ધાસમેત હોય.
વિદ્યા તે છે જે નીતિસમેત હોય.
ધૈર્ય તે છે જે પ્રયત્નસમેત હોય.
હૃદય તે છે જે નિર્લેપતાસમેત હોય.
કર્તવ્યપરાયણતા તે છે જે શુદ્ધ નિષ્ઠાસમેત હોય.
મન તે છે જે સર્વપ્રતિ શુભેચ્છાસમેત હોય.

ધર્મ તે છે જે સદાચારસદ્વિચારસમેત હોય.
ચારિત્ર્ય તે છે જે દૈવીસંપત્તિસમેત હોય.
જીવન તે છે જે આત્મભાનસમેત હોય.
આનંદ તે છે જે અકારણતાસમેત હોય.
સદ્‌ગુણ તે છે જે ઈશ્વરસમેત હોય.



# कर्तव्य

જગત્સાથે સહનશીલ થવું, પ્રભુસાથે સ્નેહશીલ થવું.
જગત્દેશના પ્રવાસી થવું, પ્રભુદેશના નિવાસી થવું.
જગત્‌ના તટસ્થ થવું, પ્રભુના મધ્યસ્થ થવું.
જીવત્વથી વિરુદ્ધ થવું, શિવત્વથી સમૃદ્ધ થવું.
વિશ્વના ઉદાસી થવું, સ્વરૂપના વિલાસી થવું.
માનવીના ગુણજ્ઞ થવું, મહાત્માના મર્મજ્ઞ થવું.
વ્યવહારના બાહ્યસ્પર્શી થવું, પરમાર્થના અંતઃસ્પર્શી થવું.
વિષયના રસજ્ઞ થવું, વિષયાતીતમાં નિમગ્ન થવું.
સત્યના સંગ્રહી થવું, અસત્‌ના નિગ્રહી થવું.
પરનું શ્રવણ કરનાર થવું, પોતાને બોધ કરનાર થવું.
અનિવાર્ય પ્રસંગોને અધીન થવું, એનાથી ખિન્ન ન થવું.
કર્તૃત્વનું અહં જગાવતા થવું, ભોક્તૃત્વનું અહં વિલાવતા થવું.
પ્રવૃત્તિના રાગી થવું, વૃત્તિના ત્યાગી થવું.

## વિદ્યુત્-લેખા

સ્નેહીસાથે વિવેકાધીન થવું, સદ્ગુરુસાથે આજ્ઞાધીન થવું.
વિલાસના સાક્ષી થવું, વિકાસના આકાંક્ષી થવું.
સંસારથી સંયુક્ત થવું, સંસ્કારથી વિયુક્ત થવું.
જીવાત્માના જ્ઞાતા થવું, પરમાત્માના ભોક્તા થવું.

# क्षम्य-अक्षम्य

વાણીમાં સ્પષ્ટતા હોય, કર્કશતા ને કટાક્ષ ન હોય.
દૃષ્ટિમાં ભાવ કે ઉપેક્ષા હોય, વિકાર કે વિદ્વેષ ન હોય.
અંતરૂમાં સ્વાર્થ હોય, અન્યાય ન હોય.
બુદ્ધિમાં તર્ક વા વાદ હોય, દુરાગ્રહ ન હોય.
સ્નેહમાં દુર્લક્ષ હોય, સંશય ન હોય.
સ્વાર્થમાં સ્વહિત હોય, પરનું અહિત ન હોય.
જ્ઞાનમાં આત્મબલ હોય, મિથ્યા અહં ન હોય.
ભક્તિમાં યત્નની દુર્બલતા હોય, ભાવની શિથિલતા ન હોય.
મગજમાં વિચારપ્રવાહ હોય, વિકળતા ન હોય.
સ્વભાવમાં આવેગ હોય, વિનાશવૃત્તિ ન હોય.
ઉપદેશમાં દોષકથન હોય, દ્વેષભર્યું કથન ન હોય
સત્પુરુષમાં (પ્રતિ) ઉપેક્ષા હોય, નિન્દા ન હોય.
શિષ્યમાં પ્રમાદ હોય, અશ્રદ્ધા ન હોય.
ગુરુમાં અપૂર્ણતા હોય, ઘમંડ ન હોય.
મનમાં સ્ફુર્તિ હોય, વિહ્વલપણું ન હોય.
સાધકમાં સિદ્ધિની કામના હોય, અયત્નતા ને અધૈર્ય ન હોય.
વ્યવહારમાં ગૂઢપણું હોય, મલિનપણું ન હોય.
હૃદયમાં દુર્બલતા હોય, દુષ્ટતા ન હોય.
જીવનમાં કઠિનતા કે નિષ્ફળતા હોય, પ્રમાદ કે નિરાશા ન હોય.
મનુષ્યમાં મતભેદ હોય, મનોભેદ ન હોય.

# मिथ्याचार

ભજન ગાય પણ મહીં મન નહિ તો તે મિથ્યા—
સેવા કરે પણ કલ્યાણભાવના નહિ તો તે—
નોકરી કરે પણ શેઠ તરફ નિષ્ઠા નહિ તો તે—
પુસ્તક વાંચે પણ સમજવા પ્રયત્ન ન કરે તો તે—
બ્રાહ્મણભોજન કરાવે પણ બ્રાહ્મણોમાં બ્રહ્મબુદ્ધિ નહિ તો તે—
કથા શ્રવણ કરે તેમાં મન સામેલ નહિ તો તે—
દાન કરે પણ દાતા દાનાભિમાન છોડે નહિ તો તે—
કોઇને સહાય કરે પણ મન તે કૃત્યને ચુપ ન રાખી શકે તો તે—
હાથ પૂજે પણ મન ન પૂજે તો તે—
ભક્તિ કરે પણ તે પ્રતિ મનનું આકર્ષણ ન હોય તો તે—
વેદાંત કહે પણ બ્રહ્મચિંતન ન હોય તો તે—
જપ કરતાં બીજા વિચાર અટકાવવાના યત્ન ન કરે તો તે—
ગુણાનુવાદ કરે પણ મનથી માને નહિ તો તે—

# एवा थाओ

એવા થાઓ,

જેથી આપણું શરીર, મન અને આત્મા આપણું સર્વોત્તમ કાર્ય કરે, અને બીજાનું પણ સર્વોત્તમ કાર્ય કરે.

જેથી આપણું શરીર, મન અને આત્મા આપણને સર્વોત્તમ બનાવે, અને બીજાને પણ સર્વોત્તમ બનાવે.

જેથી આપણે શોભીએ અને બીજાને પણ શોભાવીએ.

જેથી આપણને કદી નિરાશ થવાનો વખત ન આવે.

જેથી બીજાનો આપણાપર પ્રેમ પ્રકટે.

જેથી સત્પુરુષની આપણાપર કૃપા પ્રસરે.

જેથી દુઃખ આપણાપર ફાવી જાય નહિ.

જેથી બીજાનાં ખોટાં લક્ષણ આપણામાં ન આવે.

જેથી આપણને કોઈ ચીડવી ન શકે.

જેથી આપણને કોઈ ખોટો ઠપકો ન આપે.

જેથી સઉમાંથી કાંઈ ને કાંઈ સારું જોઈ શકીએ.

જેથી આપણે કોઈને નકામા ન દુભવીએ.

જેથી આપણે અંતરૂથી વધારે ક્ષમાવાન્ બનીએ.

જેથી આપણી વાણી કે ક્રિયામાં અવિવેક કે અવિનય ન આવે.

જેથી આપણું સઉ શુભ ઇચ્છે.

જેથી આપણે ઈશ્વરને પણ પ્રિય થઈએ.

જેથી ઈશ્વરને આપણામાં પ્રકટવાનું મન થઈ આવે.

જેથી આપણી વાણીમાં બીજાને વિશ્વાસ ઉપજે.

જેથી આપણને જોઈ બીજાને વધારે સારા થવાનું મન થઈ આવે.

જેથી બીજાને આપણે ગમીએ; બીજા આપણને ગમે.

જેથી ક્રોધ, દ્વેષ, તિરસ્કાર, અસત્ય આપણામાંથી બહાર ન નીકળે.

જેથી આપણે શાંતિ, શ્રદ્ધા, જ્ઞાનને વધારે વધારે ભોગવીએ.



# कयां अन्तःकरण परमार्थमां आगळ नथी वधी शकतां ?

જે અન્તઃકરણમાં વારંવાર અશ્રદ્ધા ઉત્પન્ન થાય છે.

જે અન્તઃકરણ વારંવાર હતાશ થાય છે.

જે અન્તઃકરણમાં વારંવાર વ્યવહાર સ્ફુર્યા કરે છે.

જે અન્તઃકરણમાં વારંવાર એક વાતના બહુ વિચાર અટકતા નથી.

જે અન્તઃકરણમાં વારંવાર ક્ષુદ્ર વાતને માટે મોટું રૂપ અપાય છે.

જે અન્તઃકરણમાં વારંવાર વ્યવહારદૃષ્ટિ જ ઉઠે છે.

જે અન્તઃકરણમાં વારંવાર એક પ્રસંગ કે પ્રતિકૂલ શબ્દ સાંભરે અને મન તેમાં ફરીફરીને વળગે છે.

જે અન્તઃકરણ વારંવાર જરા પણ મનને યથાસમય દબાવવા પ્રયત્ન-( સાવધ ) કરતું નથી.

## વિદ્યુત્-લેખા

જે અન્તઃકરણ વારંવાર પ્રતિકૂલને ભૂલવા મથતું નથી.

જે અન્તઃકરણ કર્મેન્દ્રિયના–ખાનપાનાદિ વ્યવહારને દુર્બલ કરતું નથી.

જે અન્તઃકરણ વારંવાર પોતાના સંકલ્પોનું શોધન કરતું નથી.

જે અન્તઃકરણ વારંવાર મોહને અને કામને શાન્ત નથી રાખતું.

જે અન્તઃકરણ વારંવાર નિરર્થક ચિત્તચાપલ્યને પણ શમાવવા યત્નશીલ નથી.

જે અન્તઃકરણનો વારંવાર દેહાદિના વ્યર્થ હલનચલન-ઉપર પણ અંકુશ નથી.



# मनुष्य एटले?

શું હું મનુષ્ય છું? જો હું મનુષ્ય જ હોઉં તો મારે સ્વચ્છ બનવું જ જોઈએ. પદાર્થોનો જો હું સ્વામી હોઉં તો મારે તે વ્યવસ્થિત રાખવા જ જોઈએ. શરીર જો મારૂં હોય તો મારે તે શુદ્ધ અને પવિત્ર રાખવું જ જોઈએ. માનવ બુદ્ધિ ઉત્તમ થઇ શકે? તો મારે તે ઉત્તમ કરવી જ જોઈએ. મારે વિદ્યાર્થીમાંથી વિદ્યાવાન્ બનવું જ જોઈએ. જો હું મનુષ્ય હોઉં તો મન મારૂં, નહિ કે હું મનનો. મારામાં આત્મા છે? મારે તે જોવો જ જોઈએ.

મનુષ્ય એટલે ખાનાર જ નહિ; ખવડાવનાર પણ.

નિર્ભય જ નહિ; નિર્ભય કરનાર પણ.

પામનાર જ નહિ; આપનાર પણ.

સેવા કરાવનાર જ નહિ; કરનાર પણ.

સુખનો ભોગવનાર જ નહિ; હસતાં સહન કરનાર પણ.

જીવનાર જ નહિ; જીવાડનાર પણ.

ઈશ્વર થનાર જ નહિ; ઈશ્વર કરનાર પણ.

ક્રોધ કરી જાણનાર જ નહિ; પણ તેને વશ કરનાર.

પ્રતિકૂલતાથી દબાનાર નહિ; પણ પ્રતિકૂલતાને દબાવનાર.

મલિનથી બગડનાર નહિ; પણ મલિનને સુધારનાર.

અને શું હું મનુષ્ય છું? અવશ્ય. તો શું કરૂં? ઉત્તમ બનું અને ઉત્તમ બનાવું.

# વ્યવહારમાં રહ્યા છતાં શું શું સધાય?

## [ ૧ ]

વાણીને ઉચ્ચારણ અને ભાવમાં સુધારી શકાય.

વાણીમાં આવતો અવિવેક અટકાવી શકાય.

વાણીનો વ્યર્થ વ્યય થતો બચાવી શકાય.

વાણીમાં ઉઠતો બડબડાટ શમાવી શકાય.

વાણીદ્વારા મરાતાં મર્મબાણો બંધ કરી શકાય.

વાણીવડે શુદ્ધ વિચાર પ્રવર્તાવી શકાય.

વાણીવડે થતા હૂકમોને અંકુશમાં લાવી શકાય.

વાણીવડે બોલાતા અસભ્ય શબ્દો બંધ કરી શકાય.

વાણીવડે ક્લેશ કરાવનાર શબ્દો દબાવી શકાય.

વાણીવડે કોઇને ઉત્સાહ, ધૈર્ય આપી શકાય.

વાણીથી વહુને કે .સઉને સ્નેહભર્યા શબ્દ કહી શકાય.

વાણીથી બહાર વહેતા ક્રોધને શમાવી શકાય.

વાણીવડે કોઇને ફસાવવાનું ઘટાડી શકાય.

વાણીવડે ભય દુઃખનું વાતાવરણ પલટી શકાય.

વાણીવડે સત્ય વિસ્તારી શકાય.

વાણીવડે આનન્દ પ્રવર્તાવી શકાય.

વાણીવડે ભક્તિ જ્ઞાનની ઉત્તમ ચર્ચા કરી શકાય.

વાણીવડે કોઇમાં કર્ત્તવ્યજાગૃતિ કરી શકાય.

વાણીવડે કોઇના સહાયક થઇ શકાય.

વાણીવડે ભ્રાંતિ અથવા શત્રુતા નિવારી શકાય.

વાણીમાં ઈશ્વરનામોચ્ચારણ વધારી શકાય.

વાણીનું શાન્ત મૌન વધારી શકાય.

વાણીથી શુદ્ધ કર્તવ્ય, પ્રેમ, અભય પ્રવર્તાવી શકાય.

વાણીવડે કૃતદોષમાટે સાચી ક્ષમા માગી નિષ્પાપતા વધારી શકાય.

વાણીની સર્વ હાનિથી વધારે વધારે પ્રમાણમાં બચી શકાય, અને વાણીના વધારે વધારે પ્રમાણમાં લાભ લઇ શકાય.

# વ્યવહારમાં રહ્યા છતાં શું શું શુભ સધાય ?

[ ૨ ]

કોઇનું કાંઇ શુભ કરી શકીએ.
કોઇપાસે કાંઇ શુભ કરાવી શકીએ.
કોઇતરફ કડવું વચન બોલતા અટકી શકીએ.
કોઇનું કડવું વચન સહી શકીએ.
કોઇને શુભ જ્ઞાન આપી શકીએ.
કોઇનું શુભ જ્ઞાન પામી–લઇ શકીએ.
કોઇના અવગુણ જોતા અટકી શકીએ.
કોઇને કોઇના અવગુણ દેખાડતાં અટકી શકીએ.
કોઇને સદ્વિચાર દર્શાવી શકીએ.
કોઇના સદ્વિચાર ગ્રહણ કરી શકીએ.
કોઇને ઉત્તમ વસ્તુનો રસ ઉપજાવી શકીએ.
કોઇઉપર ક્રોધી થતા અટકી શકીએ.
કોઇનો ક્રોધ સહી લઇ શકીએ.

કોઇપાસેથી શાન્તિ, આનંદ, બોધ ગ્રહણ કરી શકીએ.
કોઇને શાન્તિ, આનન્દ, બોધ આપી શકીએ.
કોઇને ક્ષમા આપી શકીએ.
કોઇને ક્ષમા અપાવી શકીએ.
કોઇનું શુભ અનુકરણ કરી શકીએ.
કોઇના શુભ અનુકરણીય બની શકીએ.
કોઇથી મળતો ક્લેશ દૂર કરી શકીએ.
કોઇને ક્લેશ ઉપજાવતાં અટકી શકીએ.
કોઇને વિક્ષેપ ન કરી શકીએ.
કોઇથી વિક્ષિપ્ત ન થઇ શકીએ.
કોઇને સહાય કરી શકીએ.
કોઇને સહાય કરાવી શકીએ.



# बे शब्द

## जीवनमां याद राखवाना बे कर्तव्य-शब्द

ભોગવવું — ભોગવાવવું.
શિખવું — શિખવાડવું.
ભૂલવું — ભૂલાવવું.
હસવું — હસાવવું.
જાગવું — જગાવવું.
ખેલવું — ખેલાવવું.
આપવું — અપાવવું.
કરવું — કરાવવું.
જીતવું — જીતાડવું.
પાળવું — પળાવવું.
જોવું — જોવડાવવું.
ચહાવું — ચહાવવું.

શોભવું — શોભાવવું.
સ્મરવું — સ્મરાવવું.
તરવું — તરાવવું.
જાણવું — જણાવવું.
પામવું — પમાડવું.

આ બે શબ્દોમાંથી ધાર્યું સુખ મળે એમ છે, તે ત્યારે કે એમાં શુદ્ધ વિવેક વપરાય જ્યારે.

આ બંને ઘોડાની રેન વિવેકને હાથ આપો અને પછી જે સિદ્ધ કરવું હોય તે કરી લો.



# आपणे शाथी वखणाइए ?

આપણે શુદ્ધ વાણી બોલીએ તો જરૂર વખણાઈએ.

આપણે નિયમિત રહીએ તો જરૂર વખણાઈએ.

આપણે કરવાનાં કામ સારામાં સારાં કરીએ તો જરૂર વખણાઈએ.

આપણે અભ્યાસવખતે અભ્યાસ, ઉપાસનાવખતે ઉપાસના, વિનોદવખતે વિનોદ, રમતવખતે રમત, અને મૌનવખતે મૌન–એમ જે સમયે જે કરવાનું હોય તે યથાર્થ રીતે કરીએ તો જરૂર વખણાઈએ.

આપણે નવરાશના વખતમાં બાગમાં ફરીએ અથવા આપણા મિત્રોસાથે શાન્તિભરી આનંદવાર્તા કરીએ તો જરૂર વખણાઈએ.

આપણને ટકોરે નહિ છતાં આપણી અને આશ્રમની સ્વચ્છતા જાળવીએ તો જરૂર વખણાઈએ.

આપણે કોલાહલ ન કરીએ તો જરૂર વખણાઈએ.

આપણે બીજાને હરકત ન કરીએ, વાણીને અંકુશમાં રાખીએ તો જરૂર વખણાઈએ.

આપણે ધીમેથી બોલતાં રમતો રમીએ તો જરૂર વખણાઈએ.

આપણે સેવાકૃત્ય વધારેમાં વધારે કાળજીથી અને સંપૂર્ણરીતે કરીએ તો જરૂર વખણાઈએ.

આપણે ઉપાસના, ઉપાસનાના નિયમખાતર નહિ, પણ આપણી ઇચ્છાપૂર્વક ભક્તિસહિત કરીએ તો જરૂર વખણાઈએ.

આપણે વખતસર સૂઈએ અને વખતસર ઉઠીએ તો જરૂર વખણાઈએ.

આપણે નકામા અવાજ ન કરવાની સાવધાનતા રાખીએ તો જરૂર વખણાઈએ.

આપણે આપણી ભૂલ સરલપણે કબૂલ કરીએ તો જરૂર વખણાઈએ.

આપણે બીજાનો વાંક કહાડવા કરતાં આપણો જ વાંક જોઈએ તો જરૂર વખણાઈએ.



# उत्सव एटले

**ઉત્સવ એટલે**

સંઘદર્શન
સૌન્દર્યદર્શન
સંસ્કારદર્શન
સદ્‌ભાવદર્શન
રસદર્શન
પુણ્યદર્શન
પ્રભુત્વદર્શન

**ઉત્સવ એટલે**

જીવનના શુદ્ધ આનન્દનો પ્રસંગ
જીવનના ઉલ્લાસનો પ્રસંગ
જીવનની જાગૃતિનો પ્રસંગ
આત્માની ઉત્તેજિતતાનો પ્રસંગ

વિદ્યુત્-લેખા

આપણી સેવા શક્તિને સાદર કરવાનો પ્રસંગ
બન્ધુત્વને ખીલવવાનો પ્રસંગ

ઉત્સવ એટલે

મનને નવીન સંસ્કાર આપવાનો પ્રસંગ
અન્તરૂને આન્દોલિત કરવાનો પ્રસંગ
સદ્‌વસ્તુ જમાવવાનો પ્રસંગ
સદ્‌વસ્તુ મેળવી લેવાનો પ્રસંગ
સદ્‌વસ્તુ વિચારવાનો પ્રસંગ
કર્તવ્યાંજલિ અર્પવાનો પ્રસંગ
ઉચ્ચતાને માણવાનો પ્રસંગ

ઉત્સવ એટલે

નાના મોટાને અભિનન્દવાનો પ્રસંગ
દાન આપવાનો પ્રસંગ
ઉત્તેજન આપવાનો પ્રસંગ
હૃદય રંગવાનો પ્રસંગ
હૃદયભાર ભૂલવાનો પ્રસંગ
પ્રાણુવાન્ થવાનો પ્રસંગ
આત્માથી આત્માને ઓળખવાનો પ્રસંગ
આત્માના અમૃતરસને ઝીલવાનો પ્રસંગ

ઉત્સવ એટલે

જીવનમાં નવજીવન લાવનાર વસંત.

# अश्रेयस्कर शा माटे?

**શ્રેયસ્સાધકો !**

શ્રેયસ્કર નથી જીવન ત્યાં કલહ શા માટે?
પ્રાપ્ત દુ:સહ શા માટે?
રાગદ્વેષ શા માટે?
ક્લેશાવેશ શા માટે?
વૃત્તિવિચ્છેદ શા માટે?
બુદ્ધિભેદ શા માટે?
દુર્જનશ્રવણ શા માટે?
તિરસ્કરણ શા માટે?
નિન્દારસ શા માટે?
જીવન નીરસ શા માટે?
નિરુત્સાહ શા માટે?
અંતર્દાહ શા માટે?
મર્મભેદન શા માટે?

સંબંધછેદન શા માટે ?
બન્ધુત્વખંડન શા માટે ?
જીવનચિંતન શા માટે ?
વિપરીત ભાવના શા માટે ?
રોદડાં દુ:ખનાં શા માટે ?
પ્રમાદબંધન શા માટે ?
પ્રતિકૂલ સ્મરણ શા માટે ?
દોષદર્શન શા માટે ?
સંતાપસર્જન શા માટે ?
કર્તવ્યમંદતા શા માટે ?
શંકિતઆત્મતા શા માટે ?
નિર્વેદવૃત્તિ શા માટે ?
દુષ્કૃતિ શા માટે ?
અમર્યાદ મોહ શા માટે ?
આત્મદ્રોહ શા માટે ?
શમાવો શમાવો, સર્વ વિકાર અંતરૂ ને અંતરૂ
કૂવાની છાયાની જેમ.
સુકાવો સુકાવો, સર્વ વિકાર અંતરૂ ને અંતરૂ
શ્રીફલના જલની જેમ.

# શાથી શું?

દેહ ખીલે છે ત્યારે બલ પ્રાપ્ત થાય છે.
બલ ખીલે છે ત્યારે સેવાવૃત્તિ પ્રાપ્ત થાય છે.
હૃદય ખીલે છે ત્યારે માનવતા પ્રાપ્ત થાય છે.
સંયમ ખીલે છે ત્યારે ગુરુત્વ પ્રાપ્ત થાય છે.
પ્રાણ ખીલે છે ત્યારે ઉત્સાહ પ્રાપ્ત થાય છે.
કર્તવ્યશક્તિ ખીલે છે ત્યારે જીવનરસ પ્રાપ્ત થાય છે.
દૃષ્ટિ ખીલે છે ત્યારે શુભ પ્રાપ્ત થાય છે.
વિરાગ ખીલે છે ત્યારે જ્ઞાન પ્રાપ્ત થાય છે.
જ્ઞાન ખીલે છે ત્યારે અભય પ્રાપ્ત થાય છે.
શ્રદ્ધા ખીલે છે ત્યારે નિશ્ચિતતા પ્રાપ્ત થાય છે.
ભક્તિ ખીલે છે ત્યારે નિર્મોહતા પ્રાપ્ત થાય છે.
વિવેક ખીલે છે ત્યારે વાસ્તવ દૃષ્ટિ પ્રાપ્ત થાય છે.
આવેગ ખીલે છે ત્યારે પ્રયત્નબલ પ્રાપ્ત થાય છે.
પ્રેમ ખીલે છે ત્યારે સર્વાત્મભાવના પ્રાપ્ત થાય છે.

બુદ્ધિ ખીલે છે ત્યારે પૂર્ણ અવિકલતા પ્રાપ્ત થાય છે.
સૌન્દર્ય ખીલે છે ત્યારે ઈશ્વરીભાવ પ્રાપ્ત થાય છે.
શાન્તિ ખીલે છે ત્યારે આત્મા પ્રાપ્ત થાય છે.
આનંદ ખીલે છે ત્યારે કૃતકૃત્યતા પ્રાપ્ત થાય છે.
પરાર્થ ખીલે છે ત્યારે વૈરાગ્ય પ્રાપ્ત થાય છે.
પરમાર્થ ખીલે છે ત્યારે નિત્યતૃપ્તિ પ્રાપ્ત થાય છે.
રસવૃત્તિ ખીલે છે ત્યારે સિદ્ધિ પ્રાપ્ત થાય છે.
આત્મા ખીલે છે ત્યારે કલ્યાણ પ્રાપ્ત થાય છે.
પરમાત્મા ખીલે છે ત્યારે નિર્લેપતા પ્રાપ્ત થાય છે.
જીવન ખીલે છે ત્યારે સંપૂર્ણતા પ્રાપ્ત થાય છે.



# विशेष श्रेयस्कर

વાણીનું મૌન શ્રેયસ્કર છે, વાસનાનું મૌન વિશેષ શ્રેયસ્કર છે.
જ્ઞાનનું દાન શ્રેયસ્કર છે, અભિમાનનું દાન વિશેષ શ્રેયસ્કર છે.
સત્ય બોલવું શ્રેયસ્કર છે, સત્ય વર્તવું વિશેષ શ્રેયસ્કર છે.
ન્યાયપૂર્વક ગ્રહણ શ્રેયસ્કર છે, પરાર્પણ વિશેષ શ્રેયસ્કર છે.
અયાચકતા શ્રેયસ્કર છે, યથાપ્રાપ્તમાં સંતોષ વિશેષ શ્રેયસ્કર છે.
જ્ઞાનદૃષ્ટિ સેવવી શ્રેયસ્કર છે, સમાનદૃષ્ટિ સેવવી વિશેષ શ્રેયસ્કર છે.
નિરોધદૃષ્ટિ શ્રેયસ્કર છે, અવિરોધદૃષ્ટિ વિશેષ શ્રેયસ્કર છે.
ધર્મચિંતન શ્રેયસ્કર છે, ધર્મસેવન વિશેષ શ્રેયસ્કર છે.
આશ્રમકર્મ શ્રેયસ્કર છે, અનાસક્તકર્મ વિશેષ શ્રેયસ્કર છે.
અર્પણવૃત્તિ શ્રેયસ્કર છે, અગ્રહણવૃત્તિ વિશેષ શ્રેયસ્કર છે.
ત્યાગવૃત્તિ શ્રેયસ્કર છે, વિરાગવૃત્તિ વિશેષ શ્રેયસ્કર છે.
દેશોન્નતિ શ્રેયસ્કર છે, આત્મોન્નતિ વિશેષ શ્રેયસ્કર છે.
નિજાત્મભાવના શ્રેયસ્કર છે, સર્વાત્મભાવના વિશેષ શ્રેયસ્કર છે.
પુણ્યવૃત્તિ શ્રેયસ્કર છે, શૂન્યવૃત્તિ વિશેષ શ્રેયસ્કર છે.

નિર્મલવૃત્તિ શ્રેયસ્કર છે, નિર્લેપવૃત્તિ વિશેષ શ્રેયસ્કર છે.
અસદ્ આચરણ શમાવવું શ્રે૦ છે, અસદ્ સ્ફુરણ શમાવવું વિ૦ શ્રે૦ છે.
હક્કનું મેળવવું શ્રેયસ્કર છે, હક્કનું આપવું વિશેષ શ્રેયસ્કર છે.
વ્યવહારની સરલતા રાખવી શ્રે૦છે, હૃદયની સરલતા રાખવી વિ૦શ્રે૦છે.
ભોગત્યાગ શ્રેયસ્કર છે, કામનાત્યાગ વિશેષ શ્રેયસ્કર છે.
ધનસંતોષ શ્રેયસ્કર છે, આત્મસંતોષ વિશેષ શ્રેયસ્કર છે.
પ્રાણસમર્પણ શ્રેયસ્કર છે, અહંસમર્પણ વિશેષ શ્રેયસ્કર છે.
પરગુણકથન શ્રેયસ્કર છે, પરગુણચિંતન વિશેષ શ્રેયસ્કર છે.
હિતઆચરણ શ્રેયસ્કર છે, અહિતનું વિસ્મરણ વિશેષ શ્રેયસ્કર છે.
સદ્ધર્મી જીવન શ્રેયસ્કર છે, સદાચરણી જીવન વિશેષ શ્રેયસ્કર છે.



# શુદ્ધ વિચાર

જીવનપતંગની ઉન્નત ગતિ છે.
દેહની વાડીનું અમૃતજલ છે.
માનસ દીપનો સુરમ્ય પ્રકાશ છે.
હૃદયનો ચેતનધબકારો છે.
લક્ષ્ય ભેદનાર અમોઘ બાણ છે.
પરમપ્રાપ્તિની નિસરણી છે.
અંતરનું આલંબન છે.
જીવનનો પુણ્યપાક છે.
જ્ઞાનનો પરમ મર્મ છે.
અવિકલતાનો અજય્ય કોટ છે.
પ્રભુકૃપાની કસોટી છે.
માનસ સમાધિ છે.
નિર્ભયતાનું મહારાજ્ય છે.
જીવનનો સમર્થ સંયમ છે.

પરમાત્મજ્ઞાનની પોથી છે.
આત્માનું પ્રકટ ઐશ્વર્ય છે.
ભક્તને અનુભવાતી પ્રત્યક્ષ ભગવલ્લીલા છે.
ભગવદ્દર્શનનું ખુલ્લું નેત્ર છે.
પ્રશાન્તિનો પરિમલ છે.
આત્મવિકાસની અમાપ શક્તિ છે.
જીવનની સંજીવની માત્રા છે.
માનવીની નિત્યપ્રાપ્ત શક્તિ છે.
પરમાત્માનું આરાધન છે.
આત્માનો અરીસો છે.
જીવનની રસવિદ્યા છે.



# मोटुं हित

## મનુષ્ય જીવનભર

એક જ સ્થાનમાં નિરંતર અત્યંત નિર્મલવૃત્તિથી વર્તે,
એક જ કાર્યમાં સંપૂર્ણ આત્મસમર્પણ કરે,
એક જ ધ્યેયનું નિત્ય થોડો કાલ પણ સ્મરણચિંતનધ્યાન કરે,
એક જ જગતકાર્ય કેવલ નિઃસ્વાર્થપણે કરે,
એક જ મહાદાન ગુપ્તપણે આપે,
એક જ મહત્ કૃત્ય નિર્માનીપણે કરે,
એક જ બલવાન્ સત્કૃત્ય યથાર્થ રીતે ઈશ્વરાર્પણ કરે,
પા કલાક જ નિત્ય સંયમ અથવા પ્રાર્થના કરે,
એક જ સત્પુરુષસાથે અખંડ નિખાલસતાથી વર્તે,
એક જ સત્પુરુષને પોતાના હૃદયનું ગુપ્તસર્વસ્વ જાહેર કરતો રહે,
એક જ ઘટિકા નિત્ય ક્રોધ, શોક, મોહ કે કોઈ વિકાર ન સેવવાની સાવધાનતા રાખે,

એક જ સત્પુરુષવિષે કદી વિરોધી વિચાર ન સેવવાનો
નિશ્ચય જાળવી રાખે,
એક જ મનુષ્યસાથે સર્વોત્તમ રીતે વર્તે,
એક જ કર્તવ્ય સ્વીકારી નિત્ય સર્વોત્તમ કરવા પ્રયત્ન સેવે,
એક જ કર્તવ્ય પા કલાક એક જ સમયે અને બને ત્યાંસુધી
એક જ સ્થાને કરે,
એક જ મનુષ્યમાટે કદી અભાવ ન ઉપજાવવા નિયમ રાખે,
ઘરના એક જ ભાગને નિત્ય અખંડ સ્વચ્છ પવિત્ર અને સુન્દર,
આગ્રહપૂર્વક રાખ્યા કરે,
એક જ મનુષ્યસાથે અખંડ સત્યથી વર્તે,

તોપણ તે પોતાનું મોટું હિત સાધી શકે



# ત્યાગી બનો

કટુ કથનના ત્યાગી બનો.

કટુ શ્રવણના ત્યાગી બનો.

ગમે તેવું ખરાબ સંભળાવવાના ત્યાગી બનો.

જગત્ભયના ત્યાગી બનો.

અભિમાનના ત્યાગી બનો.

વિકારોના ત્યાગી બનો.

જગત્ વખાણે, એ સ્પૃહાના ત્યાગી બનો.

જે તે કારણથી વિકળ થવાના અભ્યાસના ત્યાગી બનો.

ગમે તેમાં શંકાથી અશ્રદ્ધાળુ થવાના ત્યાગી બનો.

અમુક જ ખાવું જોઈએ અને ભાવે, એવી સ્પૃહાના ત્યાગી બનો.

અમુક તો મારા ખાસડાબરાબર, એવી ક્લિષ્ટ અભિમાની વૃત્તિના ત્યાગી બનો.

અમુક અહિત કરનાર છે, એમ જાણતાં છતાં તેની નિન્દાના ત્યાગી બનો.
મને કોઈની પડી નથી, એવી ઉન્મત્તતાના ત્યાગી બનો.
ભૂખ્યો રહું, પણ કોઇની નોકરી ન કરૂં, એવા દુરાગ્રહના ત્યાગી બનો.
જેમાં તેમાં છિદ્ર શોધવાની કુટિલતાના ત્યાગી બનો.
બીજાને દીન દુર્બલ બનાવી પ્રસન્ન થવાના દુષ્ટ સ્વભાવના ત્યાગી બનો.
કોઈના નિરર્થક વિચારના ત્યાગી બનો.



# कालसिद्ध कोण छे?

ચાર વાગે ઉઠી, આળસ ત્યજી, કામ કરે તે કાલસિદ્ધ પુરુષ છે.

નક્કી કરેલા સમયે, નક્કી કરેલું કામ આદરે તે—

કાળનો વધારે સદુપયોગ સાધે તે—

કાલને કર્તવ્યથી ભરપૂર રાખે તે—

કાલમાં શાંતિ, ઉલ્લાસ, ક્રિયાશક્તિ, આનંદ જાગ્રત્ રાખે તે—

*　　*　　*

દુઃખને નિવારવાના યત્નપૂર્વક સઉ કાંઈ આનંદથી—

સહેવું,<br>
શુભ કહેવું,<br>
સન્માર્ગે વહેવું;<br>
આવું માનવવ્રત ગ્રહેવું.

# ઘણું–થોડું

ઘણું વાંચો નહિ, પણ થોડું સારું વાંચો.
ઘણું બોલો નહિ, પણ થોડું સારું બોલો.
ઘણું જુઓ નહિ, પણ થોડું સારું જુઓ.
ઘણું કરો નહિ, પણ થોડું સારું કરો.
ઘણું સાંભળો નહિ, પણ થોડું સારું સાંભળો.
ઘણું જાણો નહિ, પણ થોડું સારું જાણો.
ઘણાને મળો નહિ, પણ થોડા સારાને મળો.
ઘણું લખો નહિ, પણ થોડું સારું લખો.
ઘણું ધ્યાન ધરો નહિ, પણ થોડું સારું ધરો.
ઘણું વિચારો નહિ, પણ થોડું સારું વિચારો.
ઘણું ચાલો નહિ, પણ થોડું સારું ચાલો.
ઘણું હસો નહિ, પણ થોડું સારું હસો.
ઘણું જાણું છું એમ કહેવડાવો નહિ, પણ થોડું સારું જાણું છું એમ કહેવડાવો.
આમ કરવાથી તમે થોડામાંથી ઘણું પામશો.

# तमे तमारा तरफ जुओ के

ઘડી ઘડીમાં તમારું મોં તોબરાજેવું ચઢી જતું તો નથી.

જ્યારે ને ત્યારે મોં ઉતરી ગયેલું તો નથી રહેતું.

જરા જરામાં ભવાં ક્રોધથી ચઢી જતાં તો નથી.

'એ ગોણ છે, અને હું ઉંચો છું' એ ભાવથી કોઈતરફથી તમારી આંખો ફરી જતી તો નથી.

હું વિદ્વાન્–હું અધિકારી–હું ધનાઢ્ય: એવા વિચારોથી કોઈના તરફ જોતાં તમારી ડોકી 'ટાઇટ' તો થતી નથી.

હું સમજું છું એ અભિમાનપૂર્વક કોઈને શિખામણ દેતાં, અથવા 'હું ગૌરવવાળો છું અને બીજો તુચ્છ છે' એવા અંતરના અહંભાવથી તેની સાથે વાત કરતાં તમારું ગળું ફુલતું તો નથી.

'અમુક દુષ્ટ છે' એ ભાવથી તેના તરફ ઉપેક્ષા કરવાને બદલે તિરસ્કારપૂર્વક તેના તરફ વાંકું મોં કે દષ્ટિ થતાં તો નથી.

જરૂર કરતાં વાણીનો વધારો પડતો મોટો અવાજ નીકળતો તો નથી.

બીજાના દોષો જોવામાં જ તમારી આંખો ઠરી જતી તો નથી.

સામાન્યપ્રતિ તમારી વાણીમાં તિરસ્કાર કે ધુરકીયાપણું કે અભિમાનભરી બેદરકારી ઉડી આવતી તો નથી.

બીજાને દોષવાન્ જોઈ અને પોતાને નિર્દોષ માની તમારી આંખોમાં ગલગલીયાં તો થતાં નથી.

કટાક્ષમયતાથી બીજાને બનાવતાં આંખો નાચતી તો નથી.

વાણી અને આંખમાંથી વહેવો ઘટતો સામાન્ય પ્રેમ, નોકર, કે આશ્રિત મનુષ્યતરફ જતાં પાછો વળી જતો તો નથી.

કોઇની નિંદા કરતાં વાણી વિજળીનાં આંદોલનની ગતિ તો ધરતી નથી.

ઉદાસીપણું, નિરાશા, ઉદ્વેગ, અકળામણજેવા વિકારોથી તમારું મુખ ઘડી ઘડી ઉભરાઈ જતું તો નથી.

જરૂર જાણો, આ બધું આપણો વિનાશ કરનાર છે.



# ખરું તો આ છે :

જગદીશ્વરખાતર જગત્ છોડાય, જગત્‌ખાતર જગદી-શ્વર નહિ.

સત્યખાતર પ્રાણ છોડાય, પ્રાણખાતર સત્ય નહિ.
વિરાગખાતર વિશ્વ છોડાય, વિશ્વખાતર વિરાગ નહિ.
ધર્મખાતર જીવન છોડાય, જીવનખાતર ધર્મ નહિ.
ન્યાયખાતર મમત્વ છોડાય, મમત્વખાતર ન્યાય નહિ.
પ્રાપ્તવ્યખાતર સુખ છોડાય, સુખખાતર પ્રાપ્તવ્ય નહિ.
સમ્બન્ધખાતર પૈસા છોડાય, પૈસાખાતર સમ્બન્ધ નહિ.
સત્પુરુષખાતર જીદ છોડાય, જીદખાતર સત્પુરુષ નહિ.
ધ્યેયખાતર વ્યવહાર છોડાય, વ્યવહારખાતર ધ્યેય નહિ.
શ્રદ્ધાખાતર તર્ક છોડાય, તર્કખાતર શ્રદ્ધા નહિ.
આરોગ્યખાતર ભોજન છોડાય, ભોજનખાતર આરોગ્ય નહિ.
તપખાતર ભોગ છોડાય, ભોગખાતર તપ નહિ.

સ્વાધ્યાયખાતર 'પેપર' છોડાય, 'પેપર'ખાતર સ્વાધ્યાય નહિ.

નિત્યકર્મખાતર વાતચીત છોડાય, વાતચીતખાતર નિત્યકર્મ નહિ.

પવિત્રતાખાતર સગવડ છોડાય, સગવડખાતર પવિત્રતા નહિ.

ગુરુદ્વારખાતર બીજાં દ્વાર છોડાય, બીજાં દ્વારખાતર ગુરુદ્વાર નહિ.

તિતિક્ષાખાતર દેહાસક્તિ છોડાય, દેહાસક્તિખાતર તિતિક્ષા નહિ.

ભક્તિખાતર દુનિયાની પ્રતિષ્ઠા છોડાય, દુનિયાની પ્રતિષ્ઠા ખાતર ભક્તિ નહિ.

સેવાખાતર કથાશ્રવણુ છોડાય, કથાશ્રવણુખાતર સેવા નહિ.

જ્ઞાનખાતર પ્રભુતા છોડાય, પ્રભુતાખાતર જ્ઞાન નહિ.

ગુરુકૃપાખાતર સઘળું છોડાય, કશાયખાતર ગુરુ-કૃપા નહિ.

# પ ક્ષા ઘા ત

સત્કૃતિ અને સેવા ન થાય એ દેહનો પક્ષાઘાત
દાન ન થાય એ ધનનો પક્ષાઘાત.
અભય ન અપાય એ સામર્થ્યનો પક્ષાઘાત.
સમત્વ ન સેવાય એ જ્ઞાનનો પક્ષાઘાત.
પ્રસન્નતા ન જળવાય એ મનનો પક્ષાઘાત.
નિર્મલતા ન રખાય એ દૃષ્ટિનો પક્ષાઘાત.
સદ્ભાવભર્યું હિતકર ન વદાય એ વાણીનો પક્ષાઘાત.
નિષ્ઠામાં ચલવિચલતા થાય એ ભક્તિનો પક્ષાઘાત.
અતિથિનું રુડું આતિથ્ય ન થાય એ ગૃહસ્થાશ્રમનો પક્ષાઘાત.
પોતાના દોષ ન સમજાય એ બુદ્ધિનો પક્ષાઘાત.
સદાચરણ ન સેવાય એ માનવતાનો પક્ષાઘાત.
પરહિતપ્રવર્તન ન થાય એ નિઃસ્વાર્થતાનો પક્ષાઘાત.
સત્કર્મ કરવા વેગ ન પ્રકટે એ ઉત્સાહનો પક્ષાઘાત.
ઉત્સાહ ન પ્રકટે એ સત્ત્વબલનો પક્ષાઘાત.

નિશ્ચિતતા ન રહે એ શ્રદ્ધાનો પક્ષાઘાત.
શત્રુનું એ કલ્યાણ ન ઇચ્છાય એ સાધુતાનો પક્ષાઘાત.
સ્વાર્પણ ન થાય એ સ્નેહનો પક્ષાઘાત.
અનાયાસ ઇશ્વરસ્મરણ ન ઉઠે એ સદ્‌વૃત્તિનો પક્ષાઘાત.
ક્લેશમુક્ત ન રહેવાય એ નિર્વાસનતાનો પક્ષાઘાત.
સાધન ન સધાય એ સાધકતાનો પક્ષાઘાત.
પરમાર્થ ન સધાય એ જીવનનો પક્ષાઘાત.
આત્મભાન ન રહે એ આત્માનો પક્ષાઘાત.

# કાળજી રાખો

ઘડી ઘડી મીજાજ ન ખસી જાય તેની કાળજી રાખો.

વાતવાતમાં વાંકું ન પાડી બેસવાની કાળજી રાખો.

જરા જરામાં ક્રોધ, તિરસ્કાર, અભાવભરી ભમરો ન ચઢાવવાની કાળજી રાખો.

જે તે તમારા સ્વભાવથી ડરતા રહે એવા અધમ સત્તાધારી ન બનવાની કાળજી રાખો.

જેના તેનાથી વિકળ ન થઈ જવાની કાળજી રાખો.

પ્રસંગે પ્રસંગે બીજાનાં હૃદય વિંધનાર મર્મવચન ન બોલવાની કાળજી રાખો.

જેમાં તેમાં મારો અભિપ્રાય પૂછે એવાં અભિમાની બંધનથી ન બંધાવાની કાળજી રાખો.

જે તે મારું સંમાન, મોભ્ભો જાળવે એવો આગ્રહ ન બાંધવાની કાળજી રાખો.

જ્યાં ત્યાં મારું જ ધાર્યું થાય એવી દુરાશા ન ઉઠાવવાની કાળજી રાખો.

જેવું તેવું માથા ઉતાર કામ કરી ન છૂટવાની કાળજી રાખો.

જેને તેને દમામ–સત્તાથી ન સંભળાવવાની કાળજી રાખો.

જે તે વાતમાં માથું ન મારવાની કાળજી રાખો.

જ્યારે ત્યારે હું હું કરતા મનને રોકવાની કાળજી રાખો.

વળી વળી મન શાંત, સ્વસ્થ, પ્રસન્ન તથા અંતર્મુખ રહે તેની કાળજી રાખો.

પુનઃ પુનઃ અંતરૂમાં સદ્વિચાર તથા ઈશ્વરસ્મરણ ઉઠાવવાની કાળજી રાખો.

કદી કદી કરેલા ઉપકારને પણ ન ભૂલવાની કાળજી રાખો.

વારે વારે પ્રતિકૂલને ભૂલી જવાની કાળજી રાખો.

સમયે સમયે ઉત્સાહથી સત્કાર્ય કરવાની કાળજી રાખો.

લગાર લગાર પણ આગળ વધવાની કાળજી રાખો.

પળે પળે મનની ઉન્મત્તતા ટાળવાની કાળજી રાખો.

જેમાં તેમાં શુભ જોવાની કાળજી રાખો.

જ્યાં ત્યાં પ્રભુની સત્તા પ્રવર્તી રહી છે એ ભાવથી પ્રભુસાથે જોડાવાની કાળજી રાખો.

ક્ષણે ક્ષણે 'હું પ્રભુમય છું' એ ભાવના દઢાવવાની કાળજી રાખો.

પગલે પગલે પ્રભુત્વ પ્રસરાવવાની કાળજી રાખો.



# हुं कोइना दोष जोतो नथी

**કારણ**

એથી દોષવાન્ સુધરતો નથી.

એથી હું પણ સુધરતો નથી.

દોષદર્શન એ મારું કર્તવ્ય નથી.

હું જેને દોષ માનું તે વસ્તુતઃ દોષ ન પણ હોય.

દોષ જાણ્યા પછી વિસ્તારાય છે; એ વિશેષ પાપી કૃતિ છે.

દોષ જોવાની ઇચ્છા એ મારી અધમ વૃત્તિનો સ્વભાવ છે.

દોષો જોવાથી હું મારામાં દોષોને જ સંગ્રહું છું.

દોષ જોવાથી માનવજાતિપ્રતિ અશ્રદ્ધાળુ બનું છું.

દોષ જોવાથી શયતાનના અસ્તિત્વને સ્વીકારતો થાઉં છું.

દોષચિન્તન મનુષ્યને શયતાન કરે છે; મારે સાધુ થવું છે.

એથી મારામાં મલિનતા ઉપજતી અટકાવું છું.
એથી મારા રાજસતામસ સંસ્કારો પોષાતા નથી.
એથી મારામાં દ્વેષ, અભિમાન આદિ વધતાં નથી.
એથી મારું મન શાન્ત, પ્રસન્ન અને પ્રેમવાહી રહે છે.
દોષ જોવાથી મારી સર્વત્ર ઇશ્વરભાવનાને લાંછન લાગે છે.
આજના દોષ કાલ રહેશે એની ખાતરી નથી.
ઇશ્વરે મને સર્વત્ર ઇશ્વરદર્શન કરવા જન્મ આપ્યો છે.
દોષ મારા ચિન્તનથી પોષાઇ વિશ્વમાં દ્વિગુણિત બલવાન્ થાય છે.
દોષદર્શન મારા હૃદયની શક્તિને આવરે છે.
દોષદર્શનનું અન્ન દોષકૃતિના ઓડકાર ઉપજાવે છે.
એથી મારું મન ઇશ્વરનું નિર્વિક્ષિપ્ત ચિન્તન કરી શકે છે.
એથી હું સરલપણે આત્મભાવના પ્રસારું છું.
હું જાણું છું કે દોષો એ પરિણામે વિનાશી જ છે.



# अमृतांजन

કોઇના દોષ જોતાં તેના તરફ ઉપેક્ષા કરે,
પોતાના શત્રુપ્રતિ પણ જે વૈર કે અભાવથી ન જુએ,
સ્વજનતરફ અઘટિત સ્વાર્થદૃષ્ટિ ન ધરે,
પોતાના ઇષ્ટમાં અખંડ સંપૂર્ણતા જુએ,
પોતાને પ્રાપ્ત વિકળતાથી વિહ્વલ ન બને,
આત્મદોષ જોતી વખતે મીંચાય નહિ,
પરગુણદર્શનમાટે જે ઉત્સુક અને શોધક હોય,
સત્તાના અભિમાનથી કલુષિત ગૌરવયુક્ત ન હોય,
સત્પુરુષ અને સત્કૃતિ જોતાં જે ધરાતાં ન હોય,
ભાવીની ઉચ્ચતાનાં જે દર્શન કરી રહ્યાં હોય,
પોતાના કર્તવ્યપ્રતિ અખંડ એકલક્ષિત હોય,
જેમાં પ્રેમનાં તેજ હોય, મોહનાં આવરણ ન હોય,
નમ્રતા હોય, દીનતા ન હોય,
સૂક્ષ્મ અવલોકન હોય, દોષદર્શન ન હોય,

## વિદ્યુત્-લેખા

અદ્ભુત ખુમારી હોય, ઉન્મત્તતા ન હોય,
જેમાંથી સર્વપ્રતિ આત્માનાં ઓજસ્ વહ્યા કરતાં હોય,
કોઈની મલિનતા કે દુર્બલતાપ્રતિ દયાર્દ્ર હોય,
સર્વમાંથી કાંઇ ને કાંઇ હિત જ શોધતાં હોય,
જે નિરન્તર શાન્તિ, ઉત્સાહ અને અભય પ્રવર્તાવતાં હોય,
જે કૃપાકિરણ પ્રસારતાં અને ઝીલતાં હોય,
નિત્યનિર્મલ, સૌમ્ય, નિર્મોહ હોય,
વીરત્વ, પ્રતાપ, પ્રફુલ્લતાથી ભરપુર હોય,
પ્રતિકૂલતા, દુર્બલતા, દુઃખાદિને હસી કહાડતાં હોય,
સંસારસરોવરમધ્યે કમલસમાન અસ્પૃષ્ટ રહેતાં હોય,

આવાં નેત્રોમાં

આત્માનાં અમૃત અંજાયાં છે.

# वि चा रो

આજ આપણે બોલીએ છીએ તેના કરતાં વધારે સારું, વધારે હિતકર તથા નિર્દોષ બોલી શકીએ છીએ ?

આજ આપણે જેટલું સારું કરીએ છીએ તેના કરતાં વધારે સારું કરી શકીએ એમ છે ?

આજકરતાં વધારે સારું વિચારી શકીએ એમ છે ?
આજકરતાં વધારે ઉત્તમ નિશ્ચયઉપર આરૂઢ થઈ શકીએ ?
આજકરતાં કોઈને વધારે મદદ કરી શકીએ ?
આજકરતાં વધારે શાંત, પ્રસન્ન, નિર્ભય, રહી શકીએ ?
આજકરતાં વિશેષ પરહિતચિંતક, પરગુણદર્શી બની શકીએ ?

આજકરતાં વધારે સારી રીતે સાધન સાધી શકીએ ?
આજકરતાં વધારે ઉદાર–દાતા–થઈ શકીએ ?
આજકરતાં વધારે ઇન્દ્રિયનિગ્રહી બની શકીએ ?
આજકરતાં વધારે સારી સેવા કરી શકીએ ?

આજકરતાં વધારે નિરભિમાની બની શકીએ ?

આજકરતાં વધારે ઈશ્વરાનુરાગી થઈ શકીએ ?

આજકરતાં પ્રતિકૂલમાં વધારે દૃઢ રહી શકીએ ?

આજકરતાં જગત્‌ને વધારે મિથ્યા જાણી શકીએ ?

આજકરતાં વધારે આત્મચિંતક બની શકીએ ?

આજકરતાં વધારે ધૈર્યવાન્ પ્રગતિમાન્ બની શકીએ ?

આજકરતાં હૃદયના વધારે નિર્મલ થઈ શકીએ ?

આજકરતાં વધારે ઉચ્ચ મસ્તીમાં અને અસ્પૃહ રહી શકીએ ?

આજકરતાં વધારે પ્રેમમય, પ્રાણમય બની શકીએ ?

અવશ્ય બની શકશો: પ્રયત્ન કરો.

આગળ વધવામાટે આપણું જીવન છે.

---

# વાણી

વાણી અમૂલ્ય છે.
વાણી સામર્થ્યની પરિસીમા છે.
વાણી ચૈતન્યનું 'ગ્રામોફોન' છે.
વાણી હૃદયની વીણા છે.

વાણીમાંથી આત્માને બોલાવો.
વાણીવડે પરમાં પ્રાણ પ્રકટાવો.
વાણીને પરની ચેતનપ્રેરક કરો.
વાણી અભય પ્રકટાવવામાં વાપરો.

વાણીવડે તમે શ્રદ્ધા, શાંતિ, નિર્ભ્રાંતતા ઉપજાવો.
વાણીવડે અન્યને અમૃતપાન કરાવો.
વાણીને ઉત્સાહપ્રેરક કરો.
વાણીને દોષ કથતી અટકાવો.

વાણી ઈશ્વરના અક્ષરસ્વરૂપનું દર્શન કરાવે છે.
વાણી બીજાના મલ—તાપ નિવારવામાટે છે.

વાણી બીજાને ઉન્નત કરવામાટે છે.
વાણી બીજામાં આત્મા જગવવામાટે છે.
વાણી બીજાને સમાધાનમાં. સ્થાપવામાટે છે.
વાણી ઈશ્વરની વાત કહેવામાટે છે.
વાણીવડે વિઘ્નો વિદારો.
વાણીવડે પરનાં કષ્ટ કાપો.
વાણીવડે પરનું હિત સાધો.
વાણીવડે આત્મબલ રેલાવો.
વાણી તમારી અને પરની સિદ્ધિમાટે છે.
વાણી તમારા અને પરના કલ્યાણમાટે છે.



# आपणी परीक्षा

નિષ્ફલતાથી નહિ; પણ સત્પ્રયત્નથી ન વિરમવાથી થાય છે.

સ્પષ્ટ કથનથી નહિ; સ્પષ્ટ શ્રવણવડે થાય છે.

ઉપાલમ્ભ સંભળાવીને નહિ; સાંભળી રહીને થાય છે.

ઉપદેશ દેવાથી નહિ, આચરવાથી થાય છે.

બીજાના ગુણ ગાવાથી નહિ, જાણેલા ગુણને ધારણ કરવાથી થાય છે.

ગુરુ કરવાથી નહિ; ગુરુ જે સ્થિતિમાં રાખે તેમાં પ્રસન્નતાથી રહેવાથી થાય છે.

સત્કાર્ય કરવાથી નહિ; કૃત સત્કાર્યનિમિત્ત અંતરૂથી શુદ્ધ નિરભિમાન રહેવાથી થાય છે.

માત્ર બાહ્ય પ્રવૃત્તિથી નહિ; અંતરૂથી અવિચ્છિન્ન શુદ્ધ નિરભિમાન રહેવાથી થાય છે.

માત્ર બાહ્ય પ્રવૃત્તિથી નહિ; અંતરૂની અવિચ્છિન્ન શ્રદ્ધાભક્તિથી થાય છે.

પ્રાપ્તિથી નહિ; ત્યાગથી થાય છે.

આવશ્યક વ્યવહારથી ભાગી છૂટવાથી નહિ; અવિકલપણે અને અનાસક્તિથી સાધવાથી થાય છે.

યશ, સંપત્તિ, સત્તા આદિની સિદ્ધિથી નહિ; તે સર્વને ઈશ્વરાર્પણ કરવાથી થાય છે.

બીજાને ન નમવાથી નહિ; પણ આપણા ગુરુવિષે અનન્ય ગુરુબુદ્ધિ સ્થિર રાખવાથી થાય છે.

ગુરુની આજ્ઞાપાલનથી નહિ; ગુરુની ઇચ્છાપાલનથી થાય છે.

નિગ્રહબલથી નહિ; સ્વભાવબલથી થાય છે.

ઉચ્ચ અભિલાષાથી નહિ; નિષ્કામ ભાવનાથી થાય છે.

ત્યાગથી નહિ; વિરાગથી થાય છે.

અંતરૂની સિદ્ધિથી નહિ; અંતરૂના આનંદથી થાય છે.



# જા ગૃ તિ

આપણે જાગીએ.

ભલે નિદ્રાધીન થયા હોઈએ, છતાં આપણે જાગી શકીએ.

નિત્ય નિદ્રા લઈએ, તેમ નિત્ય જાગીએ.

કર્તવ્યજાગૃતિ, પ્રમાદનિદ્રા પછી ન આવી શકે એમ નથી.

હજારો દિવસ નિદ્રા લીધી; હજારો દિવસ જાગ્યા પણ ખરા.

પ્રત્યેક નિદ્રાપાછળ જાગૃતિ છે.

નિદ્રાથી નિરાશ થઈ જવા પ્રયોજન નથી.

નિદ્રાનું પ્રયોજન સમર્થ જાગૃતિ છે.

ભલે પુનઃ નિદ્રાળુ થઈએ, છતાં વચમાં જાગી લઈએ.

દુર્બલ મનને પ્રમાદની નિદ્રા આવી જાય છે.

કલ્પનાવશ મગજને અકર્તવ્યની નિદ્રા આવી જાય છે.
રાગદ્વેષવાળા મનને અવિવેકની નિદ્રા આવી જાય છે.
નિશ્ચિત કર્તવ્યવિનાનાને જડતાની નિદ્રા આવી જાય છે.
નિષ્ફલ મનુષ્યને નીરસતાની નિદ્રા આવી જાય છે.

ધારેલું સિદ્ધ કરવાના નિશ્ચય અને પ્રયત્નવિનાનાને વાચાલતાની નિદ્રા આવી જાય છે.

સંસારમાં જ સત્ત્વબુદ્ધિવાળાને મોહની નિદ્રા આવી જાય છે.

સર્વની ભીતર રહેલા રાગ કે વિરાગની અપૂર્વતાને ન જોનારને ખોટી ઉદાસીનતાની નિદ્રા આવી જાય છે.

ઈશ્વરના વાસ્તવ સ્વરૂપને ન સમજનારને અશ્રદ્ધાની નિદ્રા આવી જાય છે.

આવી ઘણીયે જાતની નિદ્રા આપણને આવે છે.
છતાં તેમાંથી જાગી શકાય છે–અનુકૂલ સાધનના બલે.
આપણે જાગીએ—આપણે સત્વર અને સંપૂર્ણ જાગીએ.



# तमारे यथार्थ श्रेयस्साधक थवुं होय तो

સાધનશીલ રહો.
સંયમી રહો.
ધ્યાન ધરો.
આળસ છોડો.
ક્રોધાદિને વશ રાખો.
સ્વાધ્યાય કરો.
વાણીને અંકુશમાં રાખો.
ઇન્દ્રિયનિગ્રહી થાઓ.
વાતોડીયા ન બનો.
કામ કરનાર થાઓ.
અપ્રમાદયુક્ત ધૈર્યબલવાળા થાઓ.
અન્તઃકરણને નિર્મલ કરો.



## काम करो

શરીર સુધારવું હોય તો—
સ્વભાવ રાજી રાખવો હોય તો—
બુદ્ધિનો વિકાસ કરવો હોય તો—
સહનશીલ થવું હોય તો—
જનપ્રિય થવું હોય તો—
રસભરી નિદ્રા લેવી હોય તો—
શાન્તિનું સુખ ભોગવવું હોય તો—
મનને નિશ્ચિન્ત રાખવું હોય તો—
પ્રભુની વધતી જતી લીલા અનુભવવી હોય તો—
દુઃખને ભૂલવું હોય તો—
વિયોગ વિસરવો હોય તો—
પારકાની નિન્દા કરતાં અટકવું હોય તો—
પ્રભુપ્રિય થવું હોય તો—
જીવનની સાર્થકતા કરવી હોય તો—



# વિદ્યા એટલે ?

વિદ્યા એટલે નિશાળની ચોપડીઓ વાંચી, તેમાંની વસ્તુ ગોખી કાઢવી અથવા એમાં કહેલા જ્ઞાનને જ સમજવું એમ નથી, પણ ખરી વિદ્યા એ તો એનાથી અત્યન્ત ચઢિયાતી વસ્તુ છે. વિદ્યા તે છે જે આપણા પદાર્થોને સ્વચ્છ અને વ્યવસ્થિત રખાવે છે;

જે આપણા શરીરને સુધારે છે;
જે આપણા મનને કેળવે છે;
જે આપણા પ્રાણ અને બુદ્ધિને સ્થિર કરે છે;
જે આપણી વાણીઉપર અને આપણા શરીરની બધી જ ક્રિયાઉપર અંકુશ રખાવે છે;
જે આપણને ન્યાય અને નીતિમાં ચલાવે છે.
જે આપણને દુ:ખ અને પ્રતિકૂલતા તથા નિરાશામાં હિંમત આપે છે;
જે આપણને આગળ વધવામાટે હંમેશાં અત્યન્ત ઉત્સાહ અને આગ્રહ પ્રકટાવી આપણને ક્રિયા કરતા કરે છે;

જે આપણને સંસારકરતાં પરમેશ્વરતરફ વધા
પ્રેમપૂર્વક દોરે છે;

જે આપણને સત્ય, અહિંસા અને પ્રેમતરફ લ
જાય છે;

જે આપણને ભય, ક્લેશ, વિપત્તિ, રોગ, દુઃખ
નિષ્ફલતા વગેરે પ્રતિકૂલ સ્થિતિમાં અપાર ધૈર્ય
આપી તેમાંથી આપણને મુક્ત કરવાનો માગ
સુઝાડે છે;

ટુંકામાં વિદ્યા તે છે

જે મનુષ્યને માત્ર સંપૂર્ણ મનુષ્ય બનાવે છે
એટલું જ નહિ પણ તેને દેવ બનાવે છે.

આવી વિદ્યા જે મેળવે છે તે સાચો વિદ્યાર્થી. નિશાળન
અભ્યાસની સાથે આવા વિદ્યાર્થીઓ થઈ શકાય છે. તમે
તેવા જ થાઓ.

# વધારે હાનિ

મનુષ્ય ખોટું કરવાથી જગત્માં જેટલી હાનિ સર્જે છે,
તેના કરતાં ખોટું કહેવાથી વધારે હાનિ સર્જે છે.
મનુષ્ય રોગી થવાથી જગત્માં જેટલી હાનિ સર્જે છે,
તેના કરતાં રોગની વાત ફેલાવવાથી વધારે હાનિ સર્જે છે.
મનુષ્ય અનિષ્ટ સાંભળવાથી જગત્માં જેટલી હાનિ સર્જે છે,
તેના કરતાં તે સાંભળી બીજાને સંભળાવવાથી વધારે
હાનિ સર્જે છે.
મનુષ્ય ઉંઘ ઉંઘ કરવાથી જગત્માં જેટલી હાનિ સર્જે છે,
તેના કરતાં બીજાનો વખત નકામો ગાળવાથી વધારે
હાનિ સર્જે છે.
મનુષ્ય ભય ધરવાથી જગત્માં જેટલી હાનિ સર્જે છે,
તેના કરતાં અન્યને ભયભીત કરવાથી વધારે હાનિ સર્જે છે.
મનુષ્ય વિરોધ સેવવાથી જગત્માં જેટલી હાનિ સર્જે છે,
તેના કરતાં વિરોધની વાત ફેલાવવાથી વધારે હાનિ સર્જે છે.

મનુષ્ય કલેશ કરવાથી જગત્માં જેટલી હાનિ સર્જે છે,
તેના કરતાં કલેશ કરાવવાથી વધારે હાનિ સર્જે છે.

મનુષ્ય સંશયાત્મા થવાથી જગત્માં જેટલી હાનિ સર્જે છે,
તેના કરતાં સંશયાત્મા કરવાથી વધારે હાનિ સર્જે છે.

મનુષ્ય દુઃખી થવાથી જગત્માં જેટલી હાનિ સર્જે છે,
તેના કરતાં બીજાને દુઃખી કરવાથી વધારે હાનિ સર્જે છે.

મનુષ્ય પાપ કરવાથી જગત્માં જેટલી હાનિ સર્જે છે,
તેના કરતાં બીજાને પાપી કરવાથી વધારે હાનિ સર્જે છે.

મનુષ્ય નાસ્તિક રહેવાથી જગત્માં જેટલી હાનિ સર્જે છે,
તેના કરતાં નાસ્તિક કરવાથી વધારે હાનિ સર્જે છે.



# આચરણીય

ધ્યાનમાં નિશ્ચેષ્ટતાથી રહેજો.
જ્ઞાનમાં નિશ્ચલતા—આરૂઢભાવથી રહેજો.
ભક્તિમાં સમર્પણભાવથી રહેજો.
સેવામાં રસભાવથી રહેજો.
પ્રેમમાં નિષ્કપટ ભાવથી—સહૃદયતાથી—રહેજો.
સંબંધમાં નિર્વહણભાવથી રહેજો.
મૈત્રીમાં વિશ્વાસભાવથી રહેજો.
વ્યવહારમાં સરલભાવથી રહેજો.
પ્રતિકૂલમાં અવિકલતાથી રહેજો.
ચિન્તાકાલમાં શાન્તભાવથી રહેજો.
અત્યંત વ્યાપૃતતામાં સ્થિરતાથી રહેજો.
પરાજયના કાલમાં પ્રયત્ન અને ધૈર્યવશ રહેજો.
સંપત્તિમાં સહાયકભાવથી રહેજો.
સત્તામાં પરહિતકારકભાવથી રહેજો.

## વિદ્યુત્-લેખા

નિન્દામાં ઉપેક્ષાભાવથી રહેજો.
સત્કાર્યમાં આગ્રહભાવથી રહેજો.
દૃષ્ટિમાં નિર્મલભાવથી રહેજો.
ભયમાં શ્રદ્ધાભાવથી રહેજો.

હાનિમાં નિઃસ્પૃહભાવથી રહેજો.
ગુરુમાં આત્મભાવથી રહેજો.
વિરોધીમાં નિર્વૈરભાવથી રહેજો.
હૃદયમાં સર્વોપરિભાવથી રહેજો.

વાણીમાં નમ્રભાવથી રહેજો.
મનમાં અમૃતભાવથી રહેજો.
જીવનમાં નિષ્કામભાવથી રહેજો.



# માનવી છો ?

તો પ્રતિકૂલને જ પ્રતિકૂલતામાં નાંખી દો.
તો દુઃખને જ દુઃખમાં ડુબાવી દો.
તો ભયને જ ભયભીત બનાવી દો.
તો મરણને જ મરેલું જુઓ.
તો નિન્દાની નિન્દા કરો; નિન્દકની નહિ.
તો ક્રોધઉપર ક્રોધ કરો; ક્રોધીઉપર નહિ.
તો દોષમાં દોષ જુઓ, દોષવાન્માં નહિ.
તો દ્વેષઉપર દ્વેષ ધરો; દ્વેષીઉપર નહિ.
તો સહાયવૃત્તિના ગુણ ગાઓ; સહાયકના પણ.
તો સદ્ગુણના ગુણ ગાઓ; સદ્ગુણીના પણ.
તો ધર્મના ગુણ ગાઓ; ધાર્મિકના પણ.
તો સદાચારના ગુણ ગાઓ; સદાચારીના પણ.
તો જાણો એટલું બોલી દો નહિ.
તો કરો એટલું કહી દો નહિ.

તો મેળવો એટલું વહેંવડાવી દો નહિ.
તો સાંભળો એટલું માની લો નહિ.
તો કાલ્પનિક સુખથી સુખી થાઓ; પ્રત્યક્ષ દુ:ખથી દુ:ખી નહિ.
તો પરના સુખથી સુખી થાઓ; પોતાના દુ:ખથી દુ:ખી નહિ.
તો સદ્‌વસ્તુ આચરીને સુખી થાઓ; કહીને નહિ.
તો બીજાના ગુણ ગાઈ સુખી થાઓ; દોષ ગાઇને નહિ.
તો સર્વત્ર ઉત્સાહ પ્રસારો; ઉદ્વેગ ક્યાંહિ નહિ.
તો સર્વમાં શુભ જુઓ; અશુભ ક્યાંહિ નહિ.
તો સર્વત્ર પ્રેમ પ્રસારો; દુષ્ટ મોહ ક્યાંહિ નહિ.
તો સર્વત્ર સામર્થ્ય વિસ્તારો; દુર્બલતા ક્યાંહિ નહિ.



# मानवपंखि ! तने पण ए ज

પંખિડા! પાંખ ફફડાવ—નહિ કે ભયભીત થવા, પણ સતેજ બનવા–ચેતનાત્મક બનવા.

પંખિડા! હમેશાં ઉંચે ડાળે બેસજે; ઝુલવા અને ઝુલાવવા.

પંખિડા! ઉંચે અને ઉંચે નિશ્ચિંત સંચરજે; ઉંચાણુમાં પ્રતિબંધો નથી.

પંખિડા ! કલ્લોલ કરતાં ઉડજે. ગગનમાં ગાંધર્વગાન સાંભળવા તો તું સર્જાયો છે.

પંખિડા ! જમીનપરના દાણાથી તું ન લલચાતો. વખતે તેની નીચે મૃત્યુજાળ હોય છે.

પંખિડા ! તાજાં પક્વ ફલનો જ ભોક્તા રહેજે. મલિનતાથી અણુસ્પર્શ્યો રસ તારા જ માટે છે.

પંખિડા! ગિરિરાજનો મુકુટ બનજે; તું ઉન્નત ગિરિને શોભાવવા માટે છે.

વિદ્યુત્-લેખા

પંખિડા ! ઉંચે જતાં છતાંય એથી ઉંચે લક્ષ્ય રાખજે; આજનું લક્ષ્યસ્થાન કાલનું તારું સ્થિતિસ્થાન છે.

પંખિડા ! તારા ઉડ્ડયનથી આકાશને શોભાવજે. આકાશનોય તું અલંકાર છે.

પંખિડા ! ઉંચે ને ઉંચે ઉડી તાપના તાપનેય વટાવી જજે. શીતલતા ને શાંતિભર્યા પ્રદેશનો જ તું વિહારી છે.

પંખિડા ! જગત્‌ના ધૂમ્રની ધુણી લાગે તો વધારે ઉંચે ઉડ; જગત્-બંધુકની ગોળી પહોંચતી લાગે તો હજી વધારે ઉંચે ઉડ.

પંખિડા ! મુક્તપણે મહાલ; આકાશની અનંતતા એ તારો તો ઓરડો છે.

માનવપંખિ ! તને પણ એ જ.



# एक

એક શબ્દ : ૐ.
એક ભાવના : સર્વ કોઈ સુખી રહો.
એક વિચાર : હું સર્વોત્તમ કેવી રીતે થાઉં ?
એક ક્રિયા : પોતાના તરફ દૃષ્ટિ.
એક અવસ્થા : પૂર્ણ પ્રશાન્તિ.
એક સિદ્ધિ : સર્વ પ્રકારની અનિચ્છા.
એક બલ : કશાથી પાછા ન હઠવું.
એક આશ્વાસન: પરમાત્મા મારા છે.
એક મિત્ર : જેનાથી કંઇ જ છૂપું નથી.
એક નિશ્ચય : પ્રભુ મારું હિત જ કરે છે.
એક હૃદય : જેમાં કદી વિકલતા નથી.
એક વૃત્તિ : પરમ ઉત્સાહમય.
એક પ્રેમ : જે કશા બદલાને ઇચ્છતો નથી.
એક ભક્તિ : જેમાં કશું જ ખોટું જણાતું નથી.

એક વિદ્યાર્થી : પોતાની ભૂલ શોધનાર.
એક શિક્ષક : જે હૃદયમાં વિદ્યાર્થીને પેસાડે.
એક સ્તુતિ : કશું બોલવું ન સુઝાડે.
એક શક્તિ : ક્ષમા.
એક જ્ઞાન : હું કાંઇ જ નથી.
એક અનુભવ : હું સર્વ કાંઇ છું.
એક નિત્ય ક્રમ : કોઈની પણ સેવા કરવી.
એક મર્યાદા : નિન્દા ન કરવી.
એક વાક્ય : કશી ફીકર નથી.

# સાધન

એ

જીવનની ઉષા છે.
જીવનનું અમૃત છે.
જીવનનું ચેતન છે.
જીવનનું આશ્વાસન છે.
જીવનની જ્યોતિ છે.
જીવનની એકલક્ષિતતા છે.
જીવનનો સંયમ છે.
જીવનનો ઉત્કર્ષ છે.
જીવનનો આનંદ છે.
જીવનની પુષ્ટિ છે.
જીવનનું પુણ્ય છે.
જીવનનો પરાર્થ છે.
જીવનનો પરમાર્થ છે.

જીવનની સિદ્ધિ છે.
જીવનનો રસ છે.
જીવનની સમૃદ્ધિ છે.
જીવનની ઉપયોગિતા છે.
જીવનનું સૌન્દર્ય છે.
જીવનની વિશુદ્ધિ છે.
જીવનનો વિરાગ છે.
જીવનની પ્રફુલ્લિતતા છે.
જીવનનું અસ્તિત્વ છે.
જીવનનું સજીવનપણું છે.



# विकारी अभिमान

મારા જેટલું કોઈએ સહન કર્યું નથી.
મારા જેટલું કોઈ સાંખી રહે એમ નથી.
મેં બીજામાટે ઘણું કર્યું છે.
હું જ સઉનું પોષણ કરી રહ્યો છું.
મારાથી જ કુટુંબનો નિર્વાહ થાય છે.
હું ન હોઉં તો હમણાં બધી ખબર પડી જાય.
જ્યારે ત્યારે........ને મેં જ મદદ કરી છે.
મેં જ........ને નોકરી અપાવી છે.
હું જ........ની ખરેખરી સેવા કરનાર છું.
મારા જેવી નોકરી કોઈ કરે તો ખરો.
એ તો હું જ આટલા કડવા શબ્દો સહન કરું.
ખાવાપીવામાં હું ગમે તેવું ચલાવી લેનાર જ નહિ.
મારા જેટલું કસોટીમાં કોઈ ટકે જ નહિ.
મારા લીધે જ........સંસ્થા ચાલી રહી છે.

હું વ્યવહારનો બહુ જ ચોખ્ખો અને ચોકસ છું.
મારા છોકરામાં અમુક દોષ હોય જ નહિ.
મેં ઘણું તપ કર્યું.
હું ઇન્દ્રિયોનો ઘણો સંયમી છું.
મારા જેટલું કષ્ટ કોઈથી વેઠાય નહિ.
મારા જેવો સાચા ભાવવાળો કોઈ નહિ હોય.
ખરી વખતે તો હું આવી ઉભો રહેનાર છું.
મેં બહુ સાધન સાધ્યાં.
મેં તન—મનનું ઘણું કષ્ટ સહ્યું છે.
હું જ........નું મન સાચવી શકું.
બોલવામાં જ નહિ, પરંતુ મનોગત સંકલ્પમાં ઉઠતું આવું આવું અભિમાન મહા દુઃખદ છે.



# હૃદયની ઉત્તમતા

નિષ્ફલતા અનુભવાય, હતાશપણું ન અનુભવાય.
પ્રતિકૂલતા અનુભવાય, વિકલતા ન અનુભવાય.
કષ્ટ જણાય, કાયરતા ન જણાય.
મતભેદ જણાય, મનોભેદ ન જણાય.
ચાપલ્ય જણાય, અશાન્તિ ન જણાય.
વિપત્તિ અનુભવાય, અધૈર્ય ન અનુભવાય.
પ્રશાન્તિ અનુભવાય, જડતા ન અનુભવાય.
કામના જણાય, કુટિલતા ન જણાય.
અસિદ્ધિ અનુભવાય, અશ્રદ્ધા ન અનુભવાય.
'મારે કરવું જોઇએ' એમ થાય, 'હું કરનાર છું' એમ ન થાય.
રસિકતા અનુભવાય, વિકારિતા ન અનુભવાય.
મર્મજ્ઞ થવાય, મર્મદારક ન થવાય.
જિજ્ઞાસા હોય, કુતર્ક ન હોય.

સાધન હણાય, ચેતન ન હણાય.
નિ:સાધનતા જણાય, નિષ્પ્રયત્નતા ન જણાય..
અનુકૂલતા જાય; સન્નિશ્ચયબલ ન જાય.
શત્રુતા દેખાય, સમવૃત્તિ ન જાય.
રોધકતા જણાય, શોધકતા ન જાય.
વિપરીત દેખાય, વિપરીતતા ન મનાય.
વિશ્વ ભૂલાય, વિશ્વપતિ ન ભૂલાય.
સમ્બન્ધ છૂટે, નિર્મલતા ન છૂટે.
સ્વાર્થ છેદાય, સદ્દવૃત્તિ ન છેદાય.

# વિ સ ર જો

કોઈને કડવા શબ્દો કહેવાનું વિસરજો.
કોઈના કહેલા કડવા શબ્દો સંભારવાનું વિસરજો.
કોઈનું હલકાપણું ચિંતવવાનું વિસરજો.
કોઈની કરેલી હાનિ વિસરજો.
કોઈનાં કરેલાં અપમાનો વિસરજો.
કોઈને કરેલો ઉપકાર વિસરજો.
કોઈનો અયોગ્ય સ્નેહ ઝીલવાનું વિસરજો.
કોઈને અયોગ્ય સ્નેહ દર્શાવવાનું વિસરજો.
કોઈને ફરી ફરી એકનું એક નિર્માલ્ય સંભળાવવાનું વિસરજો.
કોઈના તરફ મર્મવેધી હસવાનું વિસરજો.
કોઈની વસ્તુને વણમાગ્યે વાપરવાનું વિસરજો.
કોઈનો ઉમંગભંગ કરવાનું વિસરજો.
કોઈને તેની હલકી જ બાજુ દર્શાવ્યા કરવાનું વિસરજો.

કોઈના સત્કર્મમાં વાણી કે વર્તનથી ફાંસ મારવાનું વિસરજો.

કોઈના દોષનું કોઈને કથન કરવાનું વિસરજો.
આવશ્યક કર્તવ્ય કર્યા પહેલાં સુવાનું વિસરજો.
કાંઇ પણ પુણ્ય કાર્ય કર્યા પહેલાં ખાવાનું વિસરજો.
કોઈની સેવા કર્યા વિના સુખ ભોગવવાનું વિસરજો.
કોઈને આપ્યા વિના લે લે કરવાનું વિસરજો.
કોઈને અયોગ્ય કૃતિમાટે લલચાવવાનું વિસરજો.
કોઈ સત્પુરુષમાં દોષબુદ્ધિ ધરવાનું વિસરજો.
કદીએ પ્રમાદ સેવવાનું વિસરજો.
અપ્રાપ્તમાટે વ્યર્થ ચિંતાતુર રહેવાનું વિસરજો.
દુર્બલ, દુઃખી, હતાશ, થવાનું વિસરજો.
મુખ બગાડી બેસવાનું કે વાતો કરવાનું વિસરજો.



# સેવ્ય ધર્મ

સત્પુરુષપ્રતિ દીનભાવથી રહેજો.
સ્નેહીપ્રતિ સમભાવથી રહેજો.
શત્રુપ્રતિ સબલભાવથી રહેજો.
ઉપરીપ્રતિ વિનયભાવથી રહેજો.
પાડોશીપ્રતિ સ્નેહ ને સહનશીલભાવથી રહેજો.
અજ્ઞાનપ્રતિ અનુકંપાભાવથી રહેજો.
સજજનપ્રતિ સમાનભાવથી રહેજો.
પત્નીપ્રતિ રસરૂપભર્યા ન્યાય્યભાવથી રહેજો.
પતિપ્રતિ અનુસારિણી વૃત્તિપૂર્વક સદ્‌ભાવથી રહેજો.
શિષ્યપ્રતિ આત્મભાવથી રહેજો.
ગુરુપ્રતિ પ્રપૂર્ણ અને સર્વભાવથી રહેજો.
પ્રતિકૂલપ્રતિ શાંત, અદીન અને અક્ષોભભાવથી રહેજો.
વિક્ષેપક પ્રસંગોપ્રતિ અડગ-ભાવથી રહેજો.
અઘટિત પ્રલોભનપ્રતિ વૈરાગ્યભાવથી રહેજો.

અનુકૂલપ્રતિ હર્ષોદ્રેકરહિતપણે નિરપેક્ષભાવથી રહેજો.
યથાર્થ દુર્બલપ્રતિ સહાયકભાવથી રહેજો.
દીનપ્રતિ કોમલભાવથી રહેજો.
દુઃખપ્રતિ અનુદ્વેગભાવથી રહેજો.
દુષ્ટપ્રતિ સાવધ છતાં અદ્વેષભાવથી રહેજો.
વિલાસોપ્રતિ તટસ્થભાવથી રહેજો.
વિકારોપ્રતિ છૂપી પોલીસના ભાવથી રહેજો.
સ્ત્રીવર્ગપ્રતિ મર્યાદિત અને સંમાનભાવથી રહેજો.
પરપદાર્થપ્રતિ નિર્મલભાવથી રહેજો.
લાલચોપ્રતિ અસ્પૃહતાથી રહેજો.
પોતાના પ્રતિ સૂક્ષ્મ તુલનાત્મકભાવથી રહેજો.
પરોપકારીપ્રતિ અનુકરણીયભાવથી રહેજો.
ઈશ્વરપ્રતિ પરમ શ્રદ્ધાભાવથી રહેજો.
સત્કાર્યપ્રતિ સર્વસમર્પણભાવથી રહેજો.



# પ્રશ્ન?

આપણે માથાને જેટલું ચલાવીએ છીએ તેટલા પગને ચલાવીએ છીએ ખરા?

આપણે પગને જેટલા સંભાળીએ છીએ તેટલું મગજને સંભાળીએ છીએ ખરા?

આપણે હાથની જેટલી શુદ્ધિ રાખીએ છીએ તેટલી હૃદયની રાખીએ છીએ ખરા?

આપણે માથું નમાવીએ છીએ ત્યાં મન નમાવીએ છીએ ખરા?

આપણે આશા રાખીએ છીએ તેટલી સામાની આશાને સિદ્ધ કરીએ છીએ ખરા?

આપણે પૈસાની જેટલી કાળજી રાખીએ છીએ તેટલી પ્રાણની રાખીએ છીએ ખરા?

આપણે પારકાની પંચાત કરીએ છીએ તેટલી પોતાની કરીએ છીએ ખરા?

આપણે પારકાનાં છિદ્રો જેટલાં ફેંદીએ છીએ તેટલાં આપણાં પોતાનાં છિદ્રને ફેંદીએ છીએ ખરા ?

આપણે પારકાના દોષને જ્યાં ત્યાં કહીએ છીએ તેમ તેટલી ઝીણવટથી અક્કલ ચલાવીએ છીએ ખરા ?

આપણે આંખથી જેટલી અમી દર્શાવીએ છીએ તેટલી હૃદયથી દર્શાવીએ છીએ ખરા ?

આપણે જેટલું પામવા ઇચ્છીએ છીએ તેટલું આપીએ છીએ ખરા ?

આમ બનતું હોય તેને ધન્ય; ન બનતું હોય તેણે કરવા માંડવું.



# उत्सव एटले

મનને પ્રસન્ન કરવાનો પ્રસંગ.
મનને ઈશ્વરાભિમુખ કરવાનો પ્રસંગ.
મનને સદ્વિચારસંસ્કાર આપવાનો પ્રસંગ.
નિર્દોષ આનંદ અનુભવવાનો પ્રસંગ.
ગુરુપૂજન કરી પવિત્ર થવાનો પ્રસંગ.
ગુરુબંધુઓને મળવાનો પ્રસંગ.
બાળકોને પ્રફુલ્લ બનવાનો પ્રસંગ.
બાલકોને સત્સંસ્કાર આપવાનો પ્રસંગ.
બહેનોને સત્કૃત્યસહ આનંદ માણવાનો પ્રસંગ.
સેવાવૃત્તિવાળાને સેવા સાધવાનો પ્રસંગ.
દાન કરવાનો પ્રસંગ.
અધ્યાત્મદર્શનનો પ્રસંગ.
સહભોજનના આનંદનો પ્રસંગ.
પૂજ્ય ગુરુબંધુઓના દર્શનનો પ્રસંગ.

પૂજ્ય ગુરુબંધુઓનાં વચનશ્રવણનો પ્રસંગ.
ગુરુ-ઉપદેશશ્રવણનો પ્રસંગ.
સુન્દર બોધક દશ્યદર્શનનો પ્રસંગ.
બાળકોની નિર્દોષ લીલા નીહાળવાનો પ્રસંગ.
મનને પલટો આપવાનો પ્રસંગ.
આરોગ્ય અનુભવવાનો પ્રસંગ.
જગત્માં છતાં જગદતીત સુખ ભોગવવાનો પ્રસંગ.
નિવૃત્તિ છતાં પ્રવૃત્તિ ને પ્રવૃત્તિ છતાં નિવૃત્તિ અનુભવવાનો પ્રસંગ.
ભક્તિ દર્શાવવાનો પ્રસંગ.
ભક્તિ અનુભવવાનો પ્રસંગ.
સત્કાર્ય સેવવાનો પ્રસંગ.
હૃદયના નિર્મલ પ્રેમને વિકસાવવાનો પ્રસંગ.
ધર્મકુટુંબને મળવાનો પ્રસંગ.
બાલકોના કૌશલને ઉત્તેજિત કરવાનો પ્રસંગ.
વ્યવહારથી થોડી ઉપરામતા સેવવાનો પ્રસંગ.
હૃદયને વિકસાવવાનો પ્રસંગ.
સૌન્દર્ય, સ્વચ્છતા તથા વ્યવસ્થા જોવાનો પ્રસંગ.
અનેકાનેક લાભ લાધવાનો પ્રસંગ.

# कयो मनुष्य जल्दी सुधरे छे?

ગમે તે રીતે પણ સુધરવું છે, એવો નિશ્ચય અખંડ પોતાના મનમાં રાખે છે તે.

ધાર્યો સુધારો કરવામાટે ગમે તેટલી મહેનત કરવી પડે તે કરવાને તૈયાર થાય છે તે.

પોતાના અનેક પ્રકારના આનન્દ અને સુખનો ભોગ આપવાને તૈયાર છે તે.

મોટા પુરુષોના વચનમાં વિશ્વાસ રાખી તેમના ઉપદેશપ્રમાણે વર્તવા સદા મહેનત કરે છે તે.

મહાપુરુષને પ્રસન્ન કરવા ખાતર તેમનાં કહેલાં અને તેમને ગમતાં કાર્યો કરે છે તે.

બીજા ઉત્તમ પુરુષો કેવાં લક્ષણવાળા હોય છે, તેઓ મનને કેવું રાખે છે, કેવાં કાર્યોમાં સમય ગાળે છે, કેવી રીતે બીજાસાથે વર્તે છે, તે બધાંનું ખૂબ ધ્યાન રાખે છે તે.

પોતાની ક્રિયાની અને પોતાના વિચારની ક્યાં ક્યાં ભૂલો થાય છે તે વારંવાર શોધ્યા કરે છે તે.

જેમાં તેમાંથી સારરૂપ શુભ વસ્તુને શોધવામાં અખંડ સાવધાન છે તે.

સારાં કામોમાં બોલવાના ઉત્સાહકરતાં કરવામાં વધારે ઉત્સાહી હોય છે તે.

રાત્રે સૂતાસુધીમાં પોતાનાથી બનતો સર્વોત્તમ પરિશ્રમ વધારેમાં વધારે પ્રમાણુમાં કરે છે તે.

આજ મારે અમુક શુભ કાર્ય કરવું જ છે એવા નિશ્ચયપૂર્વક ઉઠીને જે તે કાર્યને સિદ્ધ કરે છે, અને સૂતી વખતે અમુક સારું કાર્ય મેં કર્યું છે એવા સંતોષપૂર્વક સૂવે છે તે.

પોતાને સુધારવામાટે જે વારંવાર પરમેશ્વરને પ્રાર્થના કર્યા જ કરે છે તે.

બનતાસુધી લલચાવનારાં ખરાબ કાર્યોથી લલચાય નહિ પણ તેવા પ્રસંગોથી દૂર હઠવામાં જ સમર્થ થાય છે તે.



# विकास

રોજનું જોયેલું જુઓ આ વૃક્ષ અને શિખો એની જીવનકલા:
વૃક્ષનો વિકાસ માનવીએ પણ શિખવાનો છે.
વૃક્ષબીજ બે રીતે વિકસ્યું–વિસ્તર્યું:
પગથી જમીનની ભીતર અને ડોકાવડે જમીનની બહાર.
તેણે બહારથી મેળવવા માંડ્યું, ભીતરથીએ મેળવવા માંડ્યું.
બહારથી હવા, તાપ વગેરે જરૂરનું આકર્ષ્યું.
પાણી, ખાતરમાંનું સત્ત્વ પૃથ્વીમાંનું સત્ત્વ ભીતરથી આકર્ષ્યું.
ઉપરે ફાલ્યું, નીચેએ ફાલ્યું–બંનેથી બલિષ્ઠ બન્યું.
એને બહારથીએ જીવતાં આવડ્યું, અંદરથીએ જીવતાં આવડ્યું.
એણે બહારના હાથથીએ ખેંચ્યું, અંદરના હાથથીએ ખેંચ્યું.
એણે કોમલે થઈ જાણ્યું, કઠોરે થઈ જાણ્યું.
એણે આપીએ જાણ્યું, લઈએ જાણ્યું.
અંતરનું બલિષ્ઠ એ, બહારથી કપાવા છતાં ફરી ઉગ્યું.
એણે ડાળીએ ડાળીએથી લીધું, ડાળીએ ડાળીએ પ્રકટાવ્યું.

આપણે પણ આપણી બંને બાજુ વાપરી વધીએ.
આપણે બહારથીએ ખેંચીયે, અંદરથીએ ખેંચીયે.
આપણે બહારથીએ જીવીએ, અંદરથીએ જીવીયે.
બહિર્મુખતા અને અંતર્મુખતા બંનેવડે આગળ વધીએ.
બંનેના ઉપયોગવડે જ આપણે વાસ્તવ વિકાસ કરી શકીએ છીએ.
જોઈ નેએ વધીએ, ન જોઈ નેએ વધીએ.
સાંભળીનેએ વધીએ, ન સાંભળીનેએ વધીએ.
બોલીનેએ વધીએ, ન બોલીનેએ વધીએ.
જાગીનેએ વધીએ, ન જાગીનેએ (ધ્યાનસ્થ) વધીએ.
વિચારીનેએ વધીએ, ન વિચારીનેએ (સંયમે) વધીએ.
સુખથીએ વધીએ, દુઃખથીએ વધીએ.
જડના સંબંધથીએ વધીએ, ઈશ્વરના સંબંધથીએ વધીએ.
જીવીનેએ વધીએ, મરીનેએ વધીએ.



# दुर्बल ए जे ?

ક્રોધ કરે છે તેમ જ કરાવવા ઇચ્છે છે.
વૈરનો વૈરથી બદલો લે છે—લેવડાવવા ઇચ્છે છે.
હાનિ કરવા ઇચ્છે છે—કરાવવા ઇચ્છે છે.
કડવું બોલે છે—બોલાવવા ઇચ્છે છે.
હાનિ કરે છે—હાનિ કરાવવાએ ઇચ્છે છે.
ભયથી કંપે છે—ભયથી કંપાવે છે.
સ્વાર્થ જ સાધે છે—સ્વાર્થ જ સાધનારઉપર ચીડાય છે.
નાસ્તિક રહે છે—નાસ્તિક કરે છે.
અનીતિથી લલચાય છે—અનીતિમાં લલચાવે છે.
અશ્રદ્ધાલુ બને છે—અશ્રદ્ધાલુ કરે છે.
પ્રતિકૂલ કલ્પના કરે છે—કરાવે છે.
વિરોધ વધારે છે—વધારાવવા ઇચ્છે છે.
કલેશ વધારે છે—બીજાઓદ્વારા વધે એમ પણ ઇચ્છે છે.
પાછળથી ખોટું કહે છે, સાંભળે છે, સંભળાવવા ઇચ્છે છે.

અન્યાય કરે છે—કરાવવા ઇચ્છે છે.
લાંચ ખાય છે—ખવડાવવા ઇચ્છે છે.
સત્કાર્યમાં ઉપેક્ષા સેવે છે—સેવડાવે છે.
દાનમાં શિથિલ બને છે—શિથિલ કરે છે.
કર્તવ્યસાધનમાં પ્રમાદી થાય છે—કરે છે.
સદ્‌વસ્તુ-વિચારનો ખોટો ઉપયોગ કરે છે-કરવા લલચાવે છે.
કોઈમાં ખોટાપણાને કલ્પે છે—કલ્પાવે છે.
ક્લેશ—દ્વેષ કરે છે—કરાવે છે.

---

# વ્યાવહારિક જીવનઃ
# સંસારમાં રહી શું સધાય ?

વાણીઉપર જય મેળવી શકાય.

વાણીમાં આવતા આવેશ અને ખડખડાટ ઓછા કરી શકાય.

આહારઉપર અંકુશ લાવી શકાય.

ક્રોધ શમાવી શકાય.

વિકારને દબાવી શકાય.

પ્રસન્ન રહી શકાય.

મનોનિગ્રહ રાખી શકાય.

વિચારની ઉત્તમતા સાધી શકાય.

દૈવી કલ્પનાના ગગનમાં ઉડી શકાય.

હરતાં ફરતાં ઇષ્ટસ્મરણનો પ્રવાહ ચલાવી શકાય.

સ્વદોષની માફી આપીએ તેમ બીજાના દોષની પણ માફી આપી શકાય.

વ્યવહાર સંકુચિત કરી પદાર્થ વાપરી શકાય.

બીજાની સેવા કરી શકાય.
થોડો કાલ પણ એકાન્ત સેવી શકાય.
આસનનો સામાન્ય અભ્યાસ વધારી શકાય.
ઘણો વખત સીધા ટટાર બેસી શકાય.
પ્રતિકૂલ સહી શકાય.
શત્રુમાંયે મિત્રબુદ્ધિ ધારી શકાય.
સદ્ગ્રન્થ વાંચી-વિચારી શકાય.
વિવિધ પ્રસંગોમાંથી સાર ખેંચી શકાય.
અભિમાનથી બચી શકાય.
ધ્યાન ધારી શકાય.
ઇષ્ટસ્મરણ કરી શકાય.

•

# વાસ્તવ જ્ઞાન

જ્ઞાન એક જ મનુષ્યને સાચાં સુખશાંતિ અપાવે છે.

જ્ઞાન એક જ મનુષ્યને મનુષ્યત્વ અને દેવત્વ અપાવે છે.

જ્ઞાન એક જ મનુષ્યને મર્યાદિતમાંથી અમર્યાદિત બનાવે છે.

જ્ઞાન એક જ મનુષ્યને શારીરિક સ્વાસ્થ્ય તથા માનસ શાંતિતૃપ્તિ આપે છે.

જ્ઞાન એક જ આજની કલ્પનાને કાલ સત્ય કરે છે.

જ્ઞાન એક જ મનુષ્યની અપૂર્ણતા નિવારે છે, અલ્પતા ટાળે છે.

જ્ઞાન એક જ જીવને આત્મારૂપે ઓળખાવે છે.

જ્ઞાન એક જ એકમાં અનંતતાને અને અનંતમાં એકતાને લહાવે છે.

જ્ઞાન એક જ વિશ્વમાં વિભુનું ભાન કરાવે છે.

જ્ઞાન એક જ શત્રુમાંએ મિત્રબુદ્ધિ પ્રકટાવી તેમાં પ્રેમ પ્રકટાવતાં શિખવે છે.

જ્ઞાન એક જ પોતાનામાં પણ વિરાગ ઉપજાવતાં શિખવે છે.

જ્ઞાન એક જ અસત્યમાંથી સત્ય દર્શાવે છે.

જ્ઞાન એક જ મનુષ્યમાં અનેક શકયતાનો મહાભંડાર ઉઘાડે છે.

જ્ઞાન એક જ યથાર્થ અભય પ્રકટાવે છે.

જ્ઞાન એક જ મનનું સંપૂર્ણ શોધન કરી તેને સાર-સ્વરૂપ બનાવે છે.

જ્ઞાન એક જ અજ્ઞાત, અદૃશ્ય ઈશ્વરને જ્ઞાત અને દૃશ્ય—અનુભવ્ય—કરે છે.

જ્ઞાન એક જ દુઃખ, વિપત્તિ આદિ પ્રતિકૂલમાં આશ્વાસક બને છે.

જ્ઞાન એક જ તુચ્છતામાંથી ઉચ્ચતા લાવે છે.

જ્ઞાન એક જ વાસ્તવ કર્મ અને વાસ્તવ ઉપાસના કરાવે છે.

જ્ઞાન એક જ તાપની મધ્યે શીતલતા, પ્રવૃત્તિની મધ્યે નિવૃત્તિ, મૃત્યુની મધ્યે અમરત્વ, હાનિની મધ્યે લાભ, વિનાશની મધ્યે અવિનાશીપણું, કલેશની મધ્યે આનંદ તથા જડની મધ્યે ચૈતન્યને અનુભવાવે છે.



# કર્તવ્ય

અપવિત્રતાના અંશને જાણી લેજો, પવિત્રતાના અંશને પોષજો.

દુર્ગુણને તટસ્થભાવે જોજો, સદ્‌ગુણને રસભાવે ચિંતવજો.

દુર્બુદ્ધિને સમજજો, સદ્‌બુદ્ધિને સાધજો.

દુરાચરણને સમજી લેજો, સદાચરણને સેવી લેજો.

સામાન્ય દોષોને ઉવેખજો, સામાન્ય ગુણોને પૂજજો.

મલિનતાને જાણી લેજો, નિર્મલતાને માણી લેજો.

દ્વેષને દૂરથી ઓળખી લેજો, સ્નેહને ઉરથી સ્પર્શી રહેજો.

અજ્ઞાનને ઉડાડી મૂકજો, જ્ઞાનને અંતરમાં ઉતારી લેજો.

નિકૃષ્ટતાને મનથી સમજી મૌન સેવજો, ઉત્કૃષ્ટતાની અંતરના ઉમળકે ચર્ચા કરજો.

દુષ્ટ કલ્પનાચિત્રને ફાડતા જજો, સત્સંકલ્પને ચિતરતા જજો.

નિન્દાની દૂરતા વધારતા જજો, સ્તુતિના સહવાસી થજો.

દુર્જનને નમનદાન દેજો, સજ્જનને હૃદયદાન દેજો.

અભાવને ઓળખી રહેજો, સદ્ભાવમાં શમજો, અને વિસ્તારજો.

આવેશોને નિહાળતા રહેજો, સમભાવમાં શમતા રહેજો.

અનાત્માને સમજી લેજો, આત્માને અનુભવી રહેજો.

દુઃખને સહી લેજો, સુખને વહેંચી લેજો.

જગતનું સત્ત્વ આપી જાણજો, ઈશ્વરી સત્ત્વ લઈ જાણજો.

અનુકૂલમાં અનાસક્ત રહી જાણજો, પ્રતિકૂલમાં રમી જાણજો.

વિશ્વને વિસારી જાણજો, સત્યને સંભારી જાણજો.

દુષ્ટતાને પરખી રાખજો, દિવ્યતાને જીવનમાં ઉતારજો.

ખોટાને વિચારતાં, વર્ણવતાં, અનુસરતાં અટકાવજો, સારાને સઉ રીતે સત્કારજો.



# સ્થૂલ-સૂક્ષ્મ

જાતે વાપરવું તે સ્થૂલ ભોગ, દાન આપવું તે સૂક્ષ્મ ભોગ.

સદુપદેશ દેવો તે સ્થૂલ ઉપદેશ, સદુપદેશ આચરવો તે સૂક્ષ્મ ઉપદેશ.

આજ્ઞાપાલન તે સ્થૂલ સેવા, ઇચ્છાપાલન તે સૂક્ષ્મ સેવા.

અન્યમાં ઈશ્વરભાવના તે સ્થૂલ ભક્તિ, પોતાના આત્મામાં ઈશ્વરભાવના તે સૂક્ષ્મ ભક્તિ.

સત્ય બોલવું તે સ્થૂલ કાર્ય, સત્ય વિચારવું તે સૂક્ષ્મ કાર્ય.

પદાર્થોનું અર્પણ તે સ્થૂલ દાન, આસક્તિનું અર્પણ તે સૂક્ષ્મ દાન.

બીજાઉપર સ્વામિત્વ તે સ્થૂલ સ્વામિત્વ, પોતાના ઉપર સ્વામિત્વ તે સૂક્ષ્મ સ્વામિત્વ.

ભોગવવાવાળો તે સ્થૂલ પ્રેમ, ભોગવાવવાવાળો તે સૂક્ષ્મ પ્રેમ.

દુઃખ સહેવું તે સ્થૂલ જ્ઞાન, દુઃખ એવી વસ્તુ નથી એ નિશ્ચય તે સૂક્ષ્મ જ્ઞાન.

હું મિથ્યા છું એ સ્થૂલ અનુભવ, હું બ્રહ્મ છું એ સૂક્ષ્મ અનુભવ.

સમાધાનઅવસ્થા એ ચિત્તની સ્થૂલ ઉત્તમતા, આનંદાવસ્થા એ સૂક્ષ્મ ઉત્તમત્તા.

નિઃસંગત્વ તે સ્થૂલ સાધુતા, નિર્લેપત્વ તે સૂક્ષ્મ સાધુતા.

મનોનિગ્રહ તે સ્થૂલ અવસ્થા, મનોજય તે સૂક્ષ્મ અવસ્થા.

સકામ ત્યાગ તે સ્થૂલ ત્યાગ, નિષ્કામ ત્યાગ એ સૂક્ષ્મ ત્યાગ.

ન્યાયથી નિર્ણય કરાતું તે સ્થૂલ સત્ય, શુદ્ધ હૃદયથી સ્ફુરતું તે સૂક્ષ્મ સત્ય.

વિશ્વહિતચિંતન તે સ્થૂલ બુદ્ધિ, આત્મહિતચિંતન તે સૂક્ષ્મ બુદ્ધિ.

સંશય છેદવા તે સ્થૂલ ગુરુત્વ, હૃદયગ્રન્થિ છેદવી તે સૂક્ષ્મ ગુરુત્વ.

કોઈ વિષે ગુણભાવના એ સ્થૂલ ભાવના, આત્મભાવના એ સૂક્ષ્મ ભાવના.

ગુરુબોધનું સ્મરણ એ સ્થૂલ સાધકત્વ, ગુરુબોધનું અનુસરણ તે સૂક્ષ્મ સાધકત્વ.

# अबल–सबल

અબલ બીજાને દબાવે છે, સબલ પોતાને દબાવે છે.

અબલ ઐશ્વર્યમાટે પ્રાર્થે છે, સબલ ઈશ્વરત્વમાટે પ્રાર્થે છે.

અબલ પદાર્થમાં સુખ શોધે છે, સબલ પોતાનામાં સુખ શોધે છે.

અબલ મનુષ્યરાજ્ય જીતવા આદરે છે, સબલ મનોરાજ્ય જીતવા આદરે છે.

અબલ ઇચ્છાનુકૂલ થતાં રાજી રહે છે, સબલ જે બને છે તેમાં રાજી રહે છે.

અબલ જગતસહાયમાટે વહે છે, સબલ પ્રભુસહાયમાટે વહે છે.

અબલ બુદ્ધિને શરણુ રહે છે, સબલ શ્રદ્ધાને શરણુ રહે છે.

અબલ વાણીઉપર અંકુશ રાખે છે, સબલ આવેશઉપર અંકુશ રાખે છે.

અબલ જ્ઞાનમાં મોજ માણે છે, સબલ અનુભવમાં મોજ માણે છે.

અબલ સિદ્ધસંકલ્પ થવા મથે છે, સબલ નિઃસંકલ્પ થવા મથે છે.

અબલ સત્તાથી જીતે છે, સબલ પ્રેમથી જીતે છે.

અબલ આરંભક હિત વિચારે છે, સબલ અખંડ હિત વિચારે છે.

અબલ પામીને પ્રસન્ન થાય છે, સબલ પમાડીને પ્રસન્ન થાય છે.

અબલ દેહશુદ્ધિ કરે છે, સબલ આત્મશુદ્ધિ કરે છે.

અબલ સિદ્ધિને સાધે છે, સબલ શાંતિને સાધે છે.

અબલ સત્તામાં નિમગ્ન રહે છે, સબલ સાધુતામાં નિમગ્ન રહે છે.

અબલ નિરોધમાટે આગ્રહી હોય છે, સબલ નિર્લેપતામાટે આગ્રહી હોય છે.

અબલ કલ્પનામાં ઘુમે છે, સબલ ક્રિયામાં ઘુમે છે.

અબલ પ્રભુને જાણે છે, સબલ પ્રભુને અનુભવે છે.



# आगळ वधारनार अने पाछळ पाडनार एक ज मंत्रः कयो? धीमे धीमे

મનુષ્ય શી રીતે આગળ વધે છે? ધીમે ધીમે.

તે અભ્યાસ શી રીતે આગળ વધારી શકે છે? ધીમે ધીમે.

શરીરબળને, બુદ્ધિબળને અને મનને શી રીતે વધારી શકે છે? ધીમે ધીમે.

મનુષ્ય સંયમશીલ શી રીતે થઈ શકે છે? સહનશીલ શી રીતે થઈ શકે છે? ધીમે ધીમે.

મનુષ્ય વિવેકી બને છે, સભ્યતા શીખે છે, સદ્‌ગુણુને ધારણુ કરે છે, કેવી રીતે? ધીમે ધીમે.

આગ્રહી શી રીતે થવાય છે? ધીમે ધીમે.

વ્યવસ્થા રાખવાની શક્તિ, સાચું બોલવાની હિંમત, સ્વાશ્રયી રહેવાનું બળ, એ સઘળું શી રીતે વધે છે? ધીમે ધીમે.

મનુષ્યોનો સ્વભાવ સુધરે છે કેવી રીતે? ધીમે ધીમે.

સાચો નિઃસ્વાર્થ પ્રેમ, પ્રભુભક્તિ, ઊંડું જ્ઞાન, ઉચ્ચ

અનુભવ અને નીતિ વધે છે કેવા પ્રકારે? ધીમે ધીમે.

ઈશ્વરાભિમુખતા, શ્રદ્ધા અને યોગ્ય પ્રકારનું દૃઢ નિશ્ચય-બળ સિદ્ધ થાય છે કેવી રીતે? ધીમે ધીમે.

ઇન્દ્રિયજયવાળી ચારિત્ર્યસિદ્ધિ શી રીતે થાય છે? ધીમે ધીમે.

અને તે જ પ્રમાણે મનુષ્યને વ્યસન બંધાય છે કેવી રીતે? ધીમે ધીમે.

મનુષ્યમાં દુર્ગુણ પેસે છે કેવી રીતે? ધીમે ધીમે.

જુઠું બોલવાની ટેવ, માર્મિક બોલવાની ટેવ, ખોટા વાયદા કરવાની ટેવ વધે છે કેવી રીતે? ધીમે ધીમે.



# सिद्ध जीवन

શાન્તિભર્યા જીવનમાં કર્તવ્યનાં અદ્ભુત પૂર વહી રહ્યાં હોય,

કર્તવ્યનિરત જીવનમાં અસીમ સ્વાસ્થ્ય હોય,

વિકટ કષ્ટમય જીવનમાં પ્રશાન્તિની પ્રભા છવાઈ હોય,

અત્યંત પ્રસન્ન અને પૂર્ણ જીવનમાં પરહિતપરાયણતા પ્રસરી હોય,

જ્ઞાનના ગાઢ જીવનમાં અનુભવની રેખાઓ ઝળકતી હોય,

અનુભવના પ્રપૂર્ણ જીવનમાં દુર્બલ હૃદયપ્રતિ દયા વર્ષતી હોય,

બુદ્ધિવિભવભર્યા મગજમાં શ્રદ્ધાનો સુન્દર રણકાર રણરણી રહ્યો હોય,

શ્રદ્ધામય હૃદયમાં તર્કની વિહિત શ્રેણી વિલાસ કરી રહી હોય,

ભક્તિની વિપુલતાભર્યા જીવનમાં ઈશ્વરનું સર્વવ્યાપક ભાન પ્રવર્તતું હોય,

સર્વવ્યાપક ઈશ્વરત્વના ચિન્તકને વ્યકિતવ્યાપ્ત ઈશ્વરત્વ આકર્ષતું હોય,

પ્રેમથી છલકાતા હૃદયમાં વિરાગની દિવ્ય કલા વિલસતી હોય,

વિરાગી હૃદયમાં વિશ્વપ્રેમના ઓઘ ઉઠતા હોય,

આત્માના શોધક જીવનમાં પ્રભુના ભવ્ય ભાવો છલકતા હોય,

પ્રભુમય ચિત્તમાં આત્માના રસનાં અમૃતપાન થઈ રહ્યાં હોય,

સામર્થ્ય અને સત્તાભર્યા જીવનમાં નિરભિમાનતા, સરલતા, ક્ષમા અને સહાયકવૃત્તિ હોય,

પરહિતની સાધનામાં આત્મસમર્પણનાં ગુપ્ત દાન હોય,

મનોરાજ્યવાળા હૃદયમાં તેને ચરિતાર્થ કરનાર ક્રિયાત્મક પ્રાણ વહેતા હોય,

ક્રિયામય જીવનના હૃદયમાં દૈવી મનોરાજ્ય સોહંતાં હોય,

જીવત્વમાં ઈશ્વરનું પ્રકાશન અને ઈશ્વરમાં જીવત્વનું સમર્પણ હોય,

**તો તે સિદ્ધ જીવન છે.**

# પુરુષાર્થ

સુવાસની સરિતા વહાવતું પેલું મૃદુ અને મનોહર પુષ્પ જોયું ?

તેને મેં પૂછયું : આવું પ્રસન્ન શાથી ? તેણે કહ્યું : ગહન પુરુષાર્થથી.

અણી અડકતાં રસની ધાર છોડે એવો પેલો મધુરો શેલડીનો સાંઠો જોયો ?

તેને મેં પૂછયું : આવો રસપ્રદ શાથી ? તેણે કહ્યું : કઠોર પુરુષાર્થથી.

બાલકને ગોદમાં રાખનાર માતાની પેઠે પોતાની ઘન-ઘટામાં પથિકને આશરો આપી તેનું તનમન શાંત કરનાર પેલું વૃક્ષ જોયું ? તેને મેં પૂછયું : આવું પ્રફુલ્લ શાથી ? તેણે કહ્યું : અથાગ પુરુષાર્થથી.

સારીય સૃષ્ટિને અમૃતની રસધાર પાતો પેલો ગગન-ગામી ચન્દ્ર જોયો ?

તેને મેં પૂછ્યું : આવો અમૃતદાતા શાથી ? તેણે કહ્યું : પ્રશાંત પુરુષાર્થથી.

મોટામોટા માનવીનાએ વ્યાધિને હણનાર બળવાળી પેલી મૂળી જોઈ ?

તેને મેં પૂછ્યું : આવી પરોપકારી શાથી ? તેણે કહ્યું : અશ્રાંત પુરુષાર્થથી.

મહા મૂલ્યવંતો, મહારાજાનેય માથે ચઢી બેસનારો પેલો હીરો જોયો ?

તેને મેં પૂછ્યું : આવો પ્રભાવશાળી શાથી ? તેણે કહ્યું : નિગૂઢ પુરુષાર્થથી.

ઈશ્વરના ઐશ્વર્યને પણ નિર્માલ્ય ગણી તરછોડનાર પેલો અસ્પૃહી અવધૂત જોયો ?

તેને મેં પૂછ્યું : આવો આત્મતૃપ્ત શાથી ? તેણે કહ્યું : પરમ પુરુષાર્થથી.

દુઃખની મધ્યે છતાં દુઃખમાત્રથી અસ્પૃષ્ટ મહામસ્ત પેલો જ્ઞાની જોયો ?

તેને મેં પૂછ્યું : આવો ઈશ્વરત્વવાળો શાથી ? તેણે કહ્યું : આત્મપુરુષાર્થથી.

પરમાત્મા જેના હૃદયમાં પ્રકટ રહેવા છતાં અધમતા અનુભવનાર પેલો માનવી જોયો ?

તેને મેં પૂછ્યું : આવો કંગાલ શાથી ? તેણે કહ્યું : ભ્રષ્ટપુરુષાર્થથી.

મેં મારા સામું જોઈને કહ્યું : હરિ હરિ !

---

# केवुं सारुं !

એક કાળે જગત્ આપણને ભૂલશે; તે પહેલાં આપણે જગત્‌ને ભૂલીએ તો કેવું સારું !

એક કાળે પ્રાણીપદાર્થમાત્ર આપણને પોતાના નશ્વરપણાનું ભાન કરાવશે; તે પહેલાં આપણે જ તેને નશ્વર—વિનાશી—માની લઈએ તો કેવું સારું !

એક કાળે પ્રભુની ગહન સત્તા આપણા અભિમાનને ચીટાડશે; તે પહેલાં આપણે જ તેનો સંપૂર્ણનાશ કરી દઈએ તો કેવું સારું !

એક કાળે આપણું મમત્વ આપણને જ દુઃખ આપશે; તો તે પહેલાં આપણે તેને ટાળી દઈએ તો કેવું સારું !

એક કાળે માયા આપણને છોડશે; તે પહેલાં આપણે જ માયાને છોડીએ તો કેવું સારું !

એક કાળે કામક્રોધાદિ ષટ્શત્રુઓ આપણને જ મારશે, તે પહેલાં આપણે જ તેમને મારીએ તો કેવું સારું !

એક કાળે આપણી અશ્રદ્ધા આપણને જ સદ્વસ્તુથી ત્યજાવશે; તે પહેલાં આપણે જ અશ્રદ્ધાને ત્યજી દઈએ તો કેવું સારું !

એક કાળે જીવત્વ આપણને ક્લેશના મહા દ્રહ (ખાડા)માં ડુબાવશે; તે પહેલાં આપણે જ તેને સ્વરૂપમાં ડુબાવીએ તો કેવું સારું !

એક કાળે ચિત્તની અશાન્તિ આપણને સર્વ સુખથી રહિત કરશે; તે પહેલાં આપણે જ એ અશાન્તિને વિલાવી દઈએ તો કેવું સારું !

એક કાળે બલવાન્ દુઃખ આપણને ઈશ્વરતરફ વાળશે; તે પહેલાં સમજીને સુખમાં જ આપણે ઈશ્વરતરફ વળીએ તો કેવું સારું !



# વિજયી તે છે

જે પ્રતિકૂલને ગણકારતો નથી, જે અનુકૂલમાં જ રચ્યો પચ્યો રહેતો નથી.

જે વિપત્તિમાંથી સંપત્તિ શોધી કાઢે છે.

જે વિકળતામાં શાંતિ ભોગવી શકે છે.

જે શૂન્યમાં અનંત (જુએ છે)ની શ્રદ્ધા ધરી રહે છે, અનંતમાં શૂન્યનો અનુભવ કરી શકે છે.

જે કેવલ કલ્પનાનું છાયાચિત્ર રચતો નથી, પણ શ્રદ્ધાભરી ધાતુની મૂર્તિ બનાવે છે.

જે અંતરાત્માના બલની ગર્જનાને શ્રવણ કરે છે.

જેના અંતરાત્માનો આનંદ જેને દુઃખમાં હસાવી રહ્યો છે.

જે મનને પ્રવાહી અને ઘન કરી શકે છે.

જેને મોહનિદ્રા લાગતી નથી, જેની બ્રહ્મનિદ્રા ઉડતી નથી.

# શુદ્ધ ઉપયોગ

બુદ્ધિનો ઉપયોગ ભય નિવારવામાં કરો;
વધારવામાં નહિ.

વિચારનો ઉપયોગ સમર્થ થવામાં કરો;
દુર્બલ થવામાં નહિ.

જ્ઞાનનો ઉપયોગ આત્મવિકાસમાં કરો;
માત્ર ઉપદેશવામાં નહિ.

તર્કશક્તિનો ઉપયોગ શુભની સિદ્ધિમાં કરો;
અશુભની સિદ્ધિમાં નહિ.

નિષ્ફલતાનો ઉપયોગ આગળ વધવામાં કરો;
પાછા હઠવામાં નહિ.

સમ્બન્ધનો ઉપયોગ સ્નેહનિર્વહણમાં કરો;
સ્વાર્થ સાધવામાં નહિ.

સ્નેહનો ઉપયોગ સ્નેહીના વિકાસમાં કરો;
માત્ર વિષયવાસનામાં નહિ.

ભકિતનો ઉપયોગ ઈશ્વરપ્રીતિમાટે કરો;
માત્ર વિષયપ્રાપ્તિમાટે નહિ.

ચિંતનનો ઉપયોગ ક્રિયામય થવામાં કરો;
કલ્પનામય રહેવામાં નહિ.

કલ્પનાનો ઉપયોગ આંતર વિકાસમાં કરો;
મનને વ્યર્થ ઉત્તેજવામાં નહિ.

શકિતનો ઉપયોગ બીજાને સશક્ત કરવામાં કરો;
અશકત કરવામાં નહિ.

સત્તાનો ઉપયોગ સ્નેહ વધારવામાં કરો;
દાબ બેસાડવામાં જ નહિ.

મનનો ઉપયોગ આત્માપ્રતિ જવામાં કરો;
અનાત્મપ્રતિ જવામાં નહિ.

સમ્પત્તિનો ઉપયોગ સૌજન્ય વધારવામાં કરો;
અભિમાન વધારવામાં નહિ.

સુખદ અવસ્થાનો ઉપયોગ વિશેષ સાધી લેવામાં કરો;
પ્રમાદમાં નહિ.

પ્રતિકૂલતાનો ઉપયોગ હૃદયને બલવાન્ કરવામાં કરો;
નિર્બલ કરવામાં નહિ.

સામર્થ્યનો ઉપયોગ શાન્તિમાં કરો;
વ્યર્થ ખળભળાવવામાં નહિ.

ક્રિયાશકિતનો ઉપયોગ પ્રપૂર્ણ થવામાં કરો;
અપૂર્ણતા વધારવામાં નહિ.

સુન્દરતાનો ઉપયોગ મનને પ્રભુમય કરવામાં કરો;
વિકારી કરવામાં નહિ.

સ્વામિત્વનો ઉપયોગ સુખ આપવામાં કરો;
માત્ર પામવામાં નહિ.

ઇન્દ્રિયોનો ઉપયોગ અંતર્મુખ થવામાં કરો;
બહિર્મુખ રહેવામાં જ નહિ.

હૃદયનો ઉપયોગ ઈશ્વરત્વ ભરવામાં કરો;
જીવત્વ ભરવામાં નહિ.

આપણા સર્વાંશનો ઉપયોગ અધિકારી થવામાં કરો;
અભિમાની થવામાં નહિ.



# શબ્દપર

બ્રહ્માણ્ડ આખું રહ્યું (નિર્ભર) એક શબ્દપર.
આ મનતણું પ્રાબલ્ય તે પણ શબ્દપર.
આ વિશ્વ સજીવન થયું એક શબ્દપર.
અતિ શૂન્યમાંથી દ્વૈતરૂપે થઇ રહ્યું તે એક શબ્દપર.
થયું એકમાંથી અનેક તે એક શબ્દપર.
તે સર્વનું અસ્તિત્વ છે એક શબ્દપર.
વ્યવહારકેરી ઉથલપાથલ શબ્દપર.
વિશ્વતંત્રનું યંત્ર–શબ્દપર.
કોકિલા કે કાગ–શબ્દપર.
મિ ત્ર તા–શબ્દપર.
કલ્યાણ કરવાનું કે અહિત કરવાનું નૃપતિકેરા શબ્દપર.
પ્ર તિ ષ્ઠા શબ્દપર.
વ્ય વ હા ર–શબ્દપર.
લાખ રૂપૈયા જે લીધા તે એક શબ્દપર.
યુધિષ્ઠિરનું આસન અદ્ધર–તે શબ્દપર.
**ખૂબ કાબુ રાખજો નિજ શબ્દપર.**

# परम प्रशान्ति

પદાર્થગત નથી; મનોગત છે.
પદાર્થની સિદ્ધિમાં નથી; પદાર્થપ્રતિના વિરાગમાં છે.
સામગ્રીની ઉત્તમતામાં નથી; સ્વભાવની ઉત્તમતામાં છે.
વાણીના મૌનમાં નથી; મનના મૌનમાં છે.
સ્નેહભરી વાણીમાં નથી; સ્નેહભર્યા હૃદયમાં છે.
ધનના ત્યાગમાં નથી; વાસનાના ત્યાગમાં છે.
દૃષ્ટિના વિલાસમાં નથી; દૃષ્ટિના નિરોધમાં છે.
વાણીની શુદ્ધિમાં નથી; સંકલ્પની શુદ્ધિમાં છે.
જ્ઞાનના શ્રવણ–કથનમાં નથી; જ્ઞાનના આચરણમાં છે.
વૃત્તિના વિસ્તરણમાં નથી; વૃત્તિના એકીકરણમાં છે.
ફલની પ્રાપ્તિમાં નથી; ફલની અસ્પૃહામાં છે.
પોતાના મનના સંતર્પણમાં નથી; મનના સમર્પણમાં છે.
વિશ્વના વિસ્તારમાં નથી; વિશ્વના મૂલમાં છે.
સંકલ્પની સિદ્ધિમાં નથી; સંકલ્પના શમનમાં છે.

વિશ્વદર્શનમાં નથી; આત્મદર્શનમાં છે.
તર્કવિતર્કમાં નથી; નિશ્ચયની દઢતામાં છે.
ઉત્તમ વિચારશ્રેણીમાં નથી; પરમ શ્રદ્ધામાં છે.
માત્ર શુદ્ધ વિચારમાં નથી; સક્રિય શુદ્ધ વિચારમાં છે.
ઇન્દ્રિયને તૃપ્ત કરવામાં નથી; ઇન્દ્રિયજયમાં છે.
કહી દેવામાં નથી; સહી લેવામાં છે.
શત્રુનો નાશ કરવામાં નથી; શત્રુતા શમાવવામાં છે.
જગત્સિદ્ધિમાં નથી; ઈશ્વરસિદ્ધિમાં છે.



# जीवन-सूत्रो

વાણીનો ઉપદેશ સુન્દર છે, મૂક ઉપદેશ વધારે સુન્દર છે, સર્વ હરિમય જાણવું એ સર્વથી સુન્દર.

આનન્દ, શરીરના આરોગ્યકરતાં શરીરના કસાયલા-પણામાં વિશેષ છે.

તમે સુધરતા જાઓ છો? બીજાના દોષ જોવાથી તમને સુધરેલા ન માનશો. બીજાની ટીકા કરવાની તમારી શક્તિથી તમને સુધરેલા ન માનશો.

એ ભલે નિરાશ હોય, તમે ઉત્સાહ અર્પો.

માણુસ છીએ? માણુસ તે જે દરેક વસ્તુને વધારે સારી કરવા પ્રયત્ન કરે છે.

દેહરક્ષાકરતાં તિતિક્ષાને વધારે પ્રિય અને અનુ-કરણીય ગણો.

સદ્વિચારની સિદ્ધિ ત્યારે જાણવી જ્યારે સદ્વિચાર અવારનવાર બલવાન્ વેગથી ઉઠે.

નાશવાન્‌નો પ્રાણ અસ્થિર હોય છે.

કોઈનું કાંઇ પણ શુભ કરવું, એ આપણું સુગમમાં સુગમ રીતે શુભ કરવાનો ટુંકામાં ટુંકો માર્ગ છે.

જેની તેની દરેક વાત સાંભળવી છોડી દો; સાંભળ્યા પછી કાઢવી કઠિન પડશે.

જરા તારા ચોપડે નજર કર, તેં કેટલું દાન કર્યું ?

તમારી પ્રસન્નતાને તમારે જ સાથે રાખવી પડશે; બાકી સ્વર્ગમાં પણ તમને તે આવી મળનાર નથી.

જે વાસનારહિત બને છે તેને મૃત્યુ નડતું નથી.

પરમાત્માનો સંબંધ જીવને પરમાત્મારૂપ કરે છે.

જ્યાં સુધી આપણે પ્રયત્ન કરતા અટકી પડયા નથી ત્યાં સુધી આપણે કદી પણ હાર્યા ગણાતા નથી.

લીધેલા કામને પૂરૂં કર્યે જ છોડવું, એવી જાતની જેણે નાનપણથી ટેવ પાડી હોય છે તેના જીવનની મહત્તાને આંકવી એ ઘણું અઘરૂં કામ છે.

અન્તર્ તાપથી તપ્ત થવા છતાં તેની ગરમી મુખ ઉપર ન લાવવી.

પ્રભુ એક વસ્તુ જુએ છે. આ પ્રયત્નકાયર નથી; તેને ખાતરી થયે પછી તે યત્ન કરવા દેતા નથી.

વાણીના બોલવા અને તેના આશયઉપર સાવધાનતા રાખો.

અન્તર્ મોહમુગ્ધ થવા છતાં સબલ અંકુશથી અન્તર્‌ને અયોગ્ય માર્ગે વહેતું અટકાવવું.

વિકલતાના મધ્યમાં પણ અવિકલતા રાખવી.

માનવ પ્રાણી દુઃખને સુખરૂપે પલટે, અલાભમાંથી લાભ ખેંચી લે તો તે સાચો મનુષ્ય.

કોઈ પણ ઉપયોગી કામ કરવા વિના સમય ગાળવો એ મોટામાં મોટું પાપ છે.

આપણામાં ભૂત પ્રવેશ થાય છે. ભૂતકાલ આપણામાં પેસી તેનું આપણને સ્મરણ કરાવી વર્તમાનના અભિમાનથી આપણને ભ્રષ્ટ કરી દે છે તે ન કરાવવું.

ક્લેશ અન્તવાન્ છે, આનન્દ અનન્ત છે.

મનુષ્યની ઉત્કૃષ્ટતા, અન્ય પ્રાણીઓકરતાં સર્વોત્તમ ઉન્નતિ મેળવી શકે છે તેમાં રહેલી છે.

ચન્દ્રકરતાં વધારે સુન્દર, નિર્મલ અને અખંડ માનવજાતિપ્રતિનો પ્રેમ છે.

પૂરા નિર્દોષ થવા ધારો— નાનું વાદળું ચન્દ્રને ગ્રહે છે. નાનો દોષ મહાન્ અન્તઃકરણને ગ્રસે છે.

વ્રત એટલે કિલષ્ટ બંધનમાંથી છૂટવા ઉત્કૃષ્ટ બંધન સ્વીકારવું તે. આવા વ્રતની માનવમાત્રને જરૂર.

સત્કાર્યમાં ઢીલ એ મનનો રોગ છે.

નાનપણથી તમે તમારા જીવનમાં પરમેશ્વરને સ્થાન ન હ આપો તો ઉંચાં સામર્થ્ય નહિ પામો.

તમને બધા મોટા થવાનું કહે છે; હું કહું છું: તમે છો તેનાથી નાના થાઓ. બાલક બનો; બાલકજેવી શ્રદ્ધા રાખવામાટે.

આનંદ શા માટે ન કરીએ ? આપણે માથે પ્રભુ છે, આપણને મનુષ્યશરીર મળ્યું છે.

દુઃખ જોઈ કાયર બનવાની કાયરતા ન સેવશો.

અસહાય જોઈ દુર્બલ બનવાની દુર્બલતા ન સેવશો.

વિપત્તિ જોઈ ભયભીત થવાના ભયને ન સેવશો.

પ્રતિકૂલ જોઈ સંકુચિત થવાના સંકોચને ન સેવશો.

સંપત્તિ અનુભવી ઉન્મત્ત થવાની ઉન્મત્તતા ન સેવશો.

જ્યાં સુધી આનંદ ખોવાયો નથી ત્યાં સુધી કશું જ ખોવાયું નથી.

જો તમે સુખને ઓળખી તેની સાથે મિત્રાચારી કરી શક્યા હો તો બીજાઓને તેની ભલામણ કરજો.

મોટામાં મોટું દુર્ભાગ્ય કયું ? જેનાથી મનુષ્યનો પિત્તો ઉછળી ઉઠે છે.

દુબળા થાઓ–એવા દુબળા થાઓ કે અખંડ પ્રભુને જ વળગી રહેવાય.

દુઃખનું કારણ નીચી વસ્તુનું સ્વામિત્વ. જે દુઃખરૂપ–જે નીચું–તેમાંથી સ્વામિત્વ હઠાવી ઉંચામાં સ્થાપો. જેને જ્યારે દુઃખરૂપ જાણો ત્યારે તેને નીચું સમજી છોડી દો.

નિઃસંકલ્પ થતાં તું હલકો થઈશ, પછી ઉડી શકીશ.

પારકાને પ્રસન્ન કરવાથી આપણે પ્રસન્નતા પામવાની કળા શીખીએ તો આપણી પ્રસન્નતા વધારે જળવાય.

શરીરની ક્રિયાઓઉપર અંકુશ લાવવાથી મન જીતાય છે. મનના વિચારમાં અંકુશ લાવવાથી શરીર જીતાય છે. શરીર અને મન જીતનાર જગત્ જીતે છે.

પ્રતિકૂલ પ્રસંગકરતાં પ્રતિકૂલ બુદ્ધિ વધારે દુઃખદ છે.

અહંની ઉત્પત્તિમાં દુઃખઃ નિવૃત્તિમાં સુખઃ પણ તે ઊંધા જગત્ ન જાણતું હોવાથી અહંને સેવી તેમાંથી સુખ-પ્રસન્નતાને પામવા વૃથા મહેનત કરે છે- કુતરૂં પોતાના લોહીથી રાજી થાય તેવી રીતે.

પારકાના તેજથી સંતુષ્ટ ન થાઓ, તેજ ન ઇચ્છો-જ્યોતિ ઇચ્છો.

જે લેપાતો નથી તેને કોઈ લેપી શકતું નથી.

સેવા કર્યા વિના દિવસ વ્યર્થ જાણવો.

તમારા દુઃખને જો તમે ભૂલશો તો તમારૂં દુઃખ તમને ભૂલશે.

તક ગુમાવે છે, તે જીવન ગુમાવે છે.

*

નહિ નહિ કથશો કદી, કદી ન કથશો દુઃખ.
સુખનું કથન કર્યા થકી, જરૂર પામશો સુખ.

*

બીજી બાજુ જુઓ જાણો નહિ ત્યાં સુધી કશો નિર્ણય બાંધશો નહિ.

મનુષ્યને હદઉપરાંત કાર્ય થાક ઉપજાવતું નથી, પણ તેવો વિચાર થાક ઉપજાવે છે.

તમારાં દુઃખોનું કથન કરશો નહિ
કેમ કે
તે તમારા સ્નેહીઓને કષ્ટ ઉપજાવે છે;
અને
શત્રુઓને આનંદ ઉપજાવે છે.

ભાવીને ઉત્તમ કરવું છે? તો વર્તમાન સમયને ઉત્તમ કરો.

પ્રશાંત રહો—પ્રસન્ન રહો; ઉદ્વેગ અને ચિંતા તો નકામો તપારો કરનારી વસ્તુ છે.

અનુકૂળ પ્રસંગને આપણે 'ઈશ્વરકૃપા' કહીએ છીએ,
પ્રતિકૂળ પ્રસંગને આપણે 'ઈશ્વરેચ્છા' માનીએ છીએ;

પરન્તુ

ઉભયને 'ઈશ્વરકૃપા' રૂપે શા માટે ન માનવાં?

આપણને શુદ્ધ ક્રિયામાં જોડે તે જ શુદ્ધ વિચાર જાણવો.

જે ઘણી બાબતોની ફરીઆદ કરે છે, તેની પાસે ફરીયાદ કરવાની ઘણી ઘણી બાબતો આવી મળે છે.

કોઈ મનુષ્યના અપકૃત્યમાટે તમારું મન તિરસ્કાર કરવા તત્પર થાય અને વાણી ટીકા કરવા તલપે, તે જ વખતે તે મનુષ્યજેવું અંતઃકરણ તમને હોય તો તમે શું કરો તેનો ખૂબ ઝીણો વિચાર કરી લો.

જે જગાએ ફેફસાં રાખશો તે જગાની જ હવા ફેફસાં પોતાનામાં ભરશે; ફેફસાં સારી કે ખોટી પણ હવા લીધા વિના રહેવાનાં નથી. મનનું પણ એમ જ છે. જ્યાં એને રાખશો ત્યાંના જ સંસ્કાર લેશે. ખોટા વિચાર નહિ કરવા દો તો એની મેળે સારા વિચાર કરશે જ.

ઉંચામાં ઉંચો પરિશ્રમ એ ઉંચામાં ઉંચો આનંદ છે.

જે બીજાનું કામ કરતાં સંકોચાય છે, તેનો આત્મા તેનું હિત કરતાં સંકોચાય છે.

કોઈ તમારું હાથથી કામ કરે, તમે તેનું હાથ અને પગથી કામ કરો, કોઈ તમારું વાણીથી કામ કરે, તમે તેનું હૃદયથી કામ કરો, કોઈ પૈસા આપી તમારું કામ કરે, તમે પ્રાણ આપી તેનું કામ કરો, તો તમે જ મહાત્મા છો, તમે જ સાધુ છો, તમે જ પરિત્રાણક પ્રભુ છો.



# नित्य – संदेश

વિદ્યાર્થી અવસ્થાથી જીવનને ઉત્કૃષ્ટ સ્થિતિમાં સ્થાપનાર, બાલકોનાં જીવનને અપૂર્વ રસ-સામગ્રીથી પોષનાર, આ ગ્રંથ નવીન જ શૈલિથી શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીએ લખેલો છે. બાળક, યુવાન્, વૃદ્ધ સર્વને સન્માર્ગ-દર્શક ગ્રંથ. પાકાં પુંઠાના ગ્રંથનું મૂલ્ય રૂ. ૧-૪-૦ (પોસ્ટેજ જૂદું)

પુસ્તકોમાટે લખો :

ચારિત્ર્ય-મંદિર, વિશ્વવંદ્ય-ઉદ્યાન: વડોદરા.

---

## અપૂર્વ નવીન ગ્રંથો

# સદ્બોધ–મન્દાર

### પ્રથમ ગુચ્છ

શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાને વિવિધ પ્રસંગે શ્રેયસ્સાધકોપ્રતિ તેમ જ અન્ય સજ્જનોપ્રતિ લખેલાં સદ્બોધભર્યા પત્રોનો અપૂર્વ સંગ્રહ. આવી ઉચ્ચ કોટિનું રસભર્યું બોધક ટુંકા વાંચનનું સાહિત્ય ભાગ્યે જ અન્યત્ર મળશે. મૂલ્ય રૂ. ૨-૦-૦

---

## શ્રી વિશ્વવંદ્ય-વિભૂતિવૈભવ

શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી તથા શ્રીમતી જયંતીદેવીની રસભરી મનોહર શૈલિથી શ્રી વિશ્વવંદ્ય (શ્રીમાન્ માસ્તર સાહેબ છોટાલાલ જીવનલાલ: ભૂતપૂર્વ મહાકાલના તંત્રી)નું ચરિત-દર્શન તથા તેમના જીવન-સ્પર્શી પ્રસંગોનું કાવ્યાદિમાં આલેખન કરતો આ અપૂર્વ ગ્રંથ છે. પૂર્વના મહાકાલના વાચકો અને પ્રત્યેક શ્રેયસ્સાધકને અવશ્ય વાંચવાજેવો અમૂલ્ય ગ્રંથ. મૂલ્ય રૂા. ૨-૦-૦

પોસ્ટેજ પ્રત્યેક ગ્રંથનું જૂદું સમજવું.

---

## श्री उपेन्द्रभगवत्स्मारक ग्रंथावलि

| ग्रंथनुं नाम | रचनार | मूल्य |
|---|---|---|
| श्री सद्बोध मन्दार प्रथम गुच्छ | श्रीमद् उपेन्द्राचार्यजी | २–०–० |
| श्री उपेन्द्रगिरामृत- द्वितीय परिवाह | ,, ,, | १–८–० |
| नित्य–सन्देश | ,, ,, | १–४–० |
| श्री विश्ववंद्यविभूतिवैभव- प्रथम आविष्कार | ,, श्रीमती जयन्तीदेवी | २–०–० |
| श्री उपेन्द्रलीलामृत | श्रीमती जयन्तीदेवी | ०–६–० |
| श्री उपेन्द्रभगवत्स्तोत्र | ,, ,, | ०–६–० |
| श्री योगिनीकुमारी–प्रथमविभाग (नवीन आवृत्ति) | શ્રીમાન્ છોટાલાલ જીવનલાલ | २–८–० |
| ,, ,, ,, द्वितीयविभाग (नवीन आवृत्ति) | ,, | ३–४–० |
| रसदर्शन १८ | | ०–६–० |
| ,, १९ | | ०–६–० |
| ,, २० | | ०–४–० |
| श्री कीर्तनमञ्जरी ३९ | | ०–४–० |
| ,, ,, ,, ४० | | ०–६–० |
| ,, ,, ,, ४१ | | ०–६–० |
| ,, ,, ,, ४२ | | ०–६–० |

દરેકનું ટપાલ ખર્ચ જુદું

પુસ્તકો મળવાનું સરનામું:—

વ્યવસ્થાપક ચારિત્ર્ય–મન્દિર
વિશ્વવંદ્ય–ઉદ્યાન
વડોદરા.